# ન્દ્રની આત્મકથા

અનુવાદક

**નગીનદાસ પારેખ**



# સૌંદર્યનો જુનો ખ્યાલ

ૠષિપત્નિયોથી માંડીને મોગલ–રાજરાણી-યોને તેમની સુંદરતાનો ખ્યાલ તેમના કેશકલાપની અવનવી શોભા વિકસાવવામાં ગણ્યો છે.

શુદ્ધ વનસ્પતિના તેલનાં બનેલાં તેલો અને તેમાં મેળવેલી ફુલની ફોરમ અમારાં



અન

મોટા સ્ટોર્સ વેચે છે

: ન મેળવી શકો તો લખો :

**કનક પરફ્યુમરી વર્કસ**
શાહીબાગ
**અમદાવાદ**



ળ કે જે કુદરતની સર્વશ્રેષ્ઠ બક્ષીસ અને તમારો શ્રૃંગાર છે તે કેશવર્ધીની વાપરવાથી પૂર્ણ બનશે.

જો તમારા-શિરપર વાળ ન હોય તો તમારૂં નાક અને હડપચી એક જણાય અને કદરૂપ લાગે. તમારા વાળના વળાંકથી જ તમે અજંટાની સુંદર કલાકૃતિઓ સમા દેખાવડા થવાનાં સ્વપ્ન તમે સાચાં કરી શકો છો. એ માટે તમારો હમેશનો શ્રૃંગાર વિધિ તમારા વાળ અને તેની સાથે કેશવર્ધીની વાપરી શરૂ કરો.

તમારા સતેજ-લલિત વાળનો વિકાસ-અને તેની રક્ષા તમારા લાલિત્યમાં વૃદ્ધિ કરે છે. કેશવર્ધીની તમારા વાળને વધારે ઉગાડે છે અને તેના યૌવન ચકચકાટની રક્ષા કરે છે. એથી કેશવર્ધીની તમારા કેશ કલાપને સર્વ સુંદર બનાવી તમારા મુખ સાન્દર્યમાં અવનવી વૃદ્ધિ કરે છે.

માટે આજે **કેશવર્ધીની** તમારા માથામાં નાખો

**કે જેઃ—તમારા વાળને રક્ષે છે-વિકસાવે છે અને સુંદર બનાવે છે.**

| | | |
|---|---|---|
| કેશવર્ધીની | ૦—૧૨—૦ | પેકીંગ અને પોસ્ટેજ જુદું. |
| ,, શમ્પુ | ૦—૧૨—૦ | |
| ,, ક્રીમ | ૧—૦—૦ | |

ઘણાખરા વેચનારાઓ અથવા ડાઈરેક્ટ **સાઉથ ઈન્ડીયા કેમીકલ્સ** માયલાપોર, **મદ્રાસ** પાસેથી મેળવો—

સ્ટોકીસ્ટસ—**ડાહ્યાભાઈ સાકલચંદ એન્ડ બ્રધર્સ.**
૩૦૫૮ ત્રણ દરવાજા—**અમદાવાદ.**

**એન. ૫ડકે એન્ડ કું.,** રાવપુરા—**બરોડા.**

**સીંધ મેડીકલ સ્ટોર્સ,** વેસ્ટ કચા—**હૈદ્રાબાદ (સીંધ)**

**જયંતી જનરલ સ્ટોર્સ,** દાદર—**મુંબાઈ.**

**પોપ્યુલર ફાર્મસી,** ગ્રાન્ટરોડ—**મુંબાઈ.**

## આ લેખકનાં પુસ્તકો

કાવ્ય પરિચય ભા. ૧–૨ [શ્રી. રા. વિ. પાઠક સાથે]

ખાદીનું વ્યાપક અર્થશાસ્ત્ર [શ્રી, જેઠાલાલ ગાંધી સાથે]

સ્વદેશી સમાજ

પરિણીતા

પલ્લી-સમાજ

ચંદ્રનાથ

વિસર્જન

પૂજારિણી અને ડાકઘર

ચુંબન અને બીજી વાતો

ઘરે-બાહિરે

ચતુરંગ અને બે બહેનો

નૌકા ડૂબી

સાબરમતી ખંડ ૧ (સંપાદન)

સત્તાવન

ઉપેન્દ્રની આત્મકથા

ચાર અધ્યાય

કલ્કી

આપણા સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ.

શ્રેણી ૧લી—સારસી ગ્રંથમાળા—પુસ્તક ૨ જું

# ઉપેન્દ્રની આત્મકથા

[ વિપ્લવવાદી પ્રવૃત્તિના ઇતિહાસ સાથે ]

: : અનુવાદક : :

શ્રી. નગીનદાસ પારેખ

સારસી સાહિત્ય મંદિર

ચાર રસ્તા—ગાંધીરોડ, અમદાવાદ.

પ્રકાશકઃ જયંત ના. દવે
સારસી સાહિત્ય મંદિર
ચાર રસ્તા હરણુવાળી પોળ,
ગાંધીરોડ, અમદાવાદ.



કિંમત

કાચું પૂઠું : ૧-૪-૦ પાકું પૂઠું : ૧-૮-૦

સોલ એજન્ટસ :
મેસર્સ શાહ એન્ડ દવે
ઠે. આદર્શ વસ્તુ ભંડાર, બાલાહનુમાન
પરમાનંદ ફોટોગ્રાફર સામે
ગાંધીરોડ-અમદાવાદ.

મુદ્રક : કેશવલાલ સાંકળચંદ શાહ,
મુદ્રણસ્થાનઃ ધી વિરવીજય પ્રી. પ્રેસ,
રતનપોળ, સાગરની ખડકી-અમદાવાદ.

# બીજું પુસ્તક

મહા ગુજરાતની સાહિત્ય રસિક જનતા સમક્ષ આ અમારૂં બીજુ પ્રકાશન રજુ કરીએ છીએ.

પુસ્તક વિષે એક શબ્દ પણ કહેવાનું ઉચિત નથી.

અમારી શ્રેણીનું આ બીજું પુસ્તક જરા વિલંબે બહાર પડ્યું છે એમ લાગશે. તે માટે બે શબ્દ લખીશ. સારાં અને સસ્તાં પુસ્તકો મેળવતાં અને કરકસર કરી છપાવતાં વાર લાગે જ. આ ખ્યાલ ધ્યાનમાં રાખીને જ અમે શ્રેણી ચાલુ કરી છે, અને વર્ષની મુદત નાખી નથી, આ પુસ્તક મળતાં અડધાં પાનાં મળી જાય છે. અને એ જ રીતે સુરસ અને ધ્યેયને અવલંબી બીજા પુસ્તકો નક્કી કરી બહાર પડશે તે ખાત્રી રાખવી.

પુસ્તક મેળવવું અને તેય આવી સસ્તી કીંમતે વેચવા માટે, અને પાછું ધ્યેયલક્ષી, તે મુશ્કેલ કામ છે. અમારી પાસે સાહિત્ય લેખનનાં કામ કરતો કોઈ પક્ષ નથી. એટલે અમે કોઈ પક્ષના નથી. વળી સસ્તાં પુસ્તકો લખી આપનાર લેખકો પણ નથી. સસ્તુ અને શુદ્ધ સાહિત્ય રજુ કરવા પ્રકાશકને એવી મદદ સાહિત્ય સર્જકો તરફથી અવારનવાર ન મળે અને માત્ર સર્જકો પણ ધંધાદારી રીતે જ તેમનાં અમુલાં સર્જનો પ્રકાશ કરવાની રીતો અખત્યાર કરે તો સસ્તુ અને વળી સાહિત્ય સ્વામીઓના હાથે લખાએલું પુસ્તક જનતાને મેળવી આપવાનું પણ મુશ્કેલ રહે.

પણ અમારો અનુભવ છે કે જો પ્રકાશકની શુદ્ધ બુદ્ધિ હોય અને સાહિત્ય સ્વામીઓને મળે અને ખ્યાલ આપે તો અવારનવાર તેઓ બનતી મદદ કરવા તૈયાર થાય છે. અમારૂં આ બીજું પુસ્તક એવા એક લેખક શ્રી. નગીનદાસભાઈના-સસ્તું સાહિત્ય આપનારી આ સંસ્થાને મદદ કરવાના-તેમના ખ્યાલથી જ મળેલું છે. તે પણ ગુજરાતી જનતાને જણાવતાં આનંદ થાય છે.

અમારી વાત અમે જ્યારે જ્યારે પ્રસંગ મળે ત્યારે ત્યારે અમે સાહિત્ય સર્જકો પાસે મુકયા જ કરીએ છીએ અને આશા છે કે અમારૂં હવે પછીનું પ્રકાશ કરવાનું પુસ્તક પણ આવા કોઈ બીજા લેખકના સહકારથી મળી રહેશે.

અમારો આ ધંધો નથી માત્ર સરવૈયે ખોટ ન આવે તેટલો જ સહકાર મળી રહે તો બહુ થયું ગણાય.

અંતમાં અમારા સજ્જન ગ્રાહક વર્ગ-પ્રોત્સાહન આપનાર લેખકવર્ગ અને મિત્રવર્ગનો આભાર માની વીરમીશ.

અમદાવાદ
તા. ૩૧-૧૦-૩૯

લી. જયંત ના. દવે
સંચાલક.

# નિવેદન

ઈ. સ. ૧૯૨૨માં હું મહાવિદ્યાલયના બીજા વર્ષમાં અભ્યાસ કરતો હતો અને બંગાળી પુસ્તકો વાંચતો થઈ ગયો હતો. બંગાળના વિપ્લવવાદીઓ વિષે ઘણું સાહિત્ય તે સમયે પ્રગટ થયું હતું. ગુજરાતીમાં પણ એ વિષયનાં પુસ્તકો પ્રગટ થતાં હતાં. એ બધાં પુસ્તકો પણ મેં વાંચેલાં. મેં બંગાળીમાં એવાં જેટલાં પુસ્તકો વાંચ્યાં તે બધાંમાં મને ઉપેન્દ્રનું લખેલું 'નિર્વાસિતેર આત્મકથા' સર્વશ્રેષ્ઠ લાગ્યું, અને તેને ગુજરાતીમાં ઉતારવાનું મને મન થયું. રોજ થોડાં થોડાં પાનાં કરવાનો નિયમ કર્યો અને એ રીતે પંદરેક દિવસમાં એ પુસ્તકનાં લગભગ સવાસોએક પાનાં કરેલાં. મારા બંગાળીના અધ્યાપક શ્રી ઇન્દુભૂષણ મજુમદારના પ્રોત્સાહનથી તેનાં બે પ્રકરણો મહાવિદ્યાલયના દ્વૈમાસિક 'સાબરમતી'માં પ્રગટ પણ કરેલાં. પણ ત્યાર પછી એ અનુવાદ એમ જ પડી રહેલો.

પણ એ લેખકની મને મોહિની લાગેલી, એટલે એમનું કોઈ નવું પુસ્તક પ્રગટ થાય કે તે વાંચવાનું હું ચૂકતો નહિ. એમના કેટલાક છૂટક લેખોના પણ મેં અનુવાદ કરેલા અને તેમાંથી એકાદ બે હસ્તલિખિત માસિકમાં અને બીજા બે 'પ્રસ્થાન' અને 'ગુણસુંદરી'માં પ્રગટ કરેલા.

આજે સત્તર વરસે આ અનુવાદ પ્રગટ થાય છે. દરમિયાન એકવાર હું એના ઉપર સંસ્કારવિધિ કરી ગયો છું, અને હમણાં છપાવતી વખતે મારા સ્નેહી મિત્ર ભાઈશ્રી શંકરદત્ત શાસ્ત્રી પણ આખા અનુવાદ ઉપર નજર ફેરવી ગયા છે. પ્રૂફો જોતાં જોતાં પણ મેં ઠેકાણે ઠેકાણે મઠારકામ કર્યું છે. આમ છતાં અનુવાદ ૧૯૨૨નો જ રહ્યો છે.

*

પુસ્તકના પાછલા ભાગમાં હિંદના વિપ્લવવાદીઓની પ્રવૃત્તિનો સંક્ષિપ્ત ઇતિહાસ આપ્યો છે. મૂળ તો એ બંને લેખો વ્યાખ્યાનો માટેની નોંધ છે. ગૂજરાત વિદ્યાપીઠના તે વખતના બંગાળી અને દર્શનશાસ્ત્રના અધ્યાપક અને આજના રંગૂન વિદ્યાપીઠના અંગ્રેજી અને ઇતિહાસના અધ્યાપક શ્રી ઇન્દુભૂષણ મજુમદારે આ બે વ્યાખ્યાનો અંગ્રેજીમાં આપ્યાં હતાં: પહેલું પ્રેમાભાઈ હોલમાં અને બીજું ગૂજરાત મહાવિદ્યાલયમાં. એ વ્યાખ્યાનોની તેમણે પોતે લખેલી નોંધ મારી પાસે પડી હતી. તેનો અનુવાદ મેં 'સાબરમતી' માં પ્રગટ કર્યો હતો. તે નોંધ જેવી હતી તેવી જ અહીં ફરી ઉતારી છે. એ નોંધ જ છે, એટલે એમાં કેટલીક વિગતોનો કેવળ નામનિર્દેશ જ છે, વાક્યો પણ તૂટક છે. એ બધું એમને એમ જ રાખ્યું છે.

શ્રી ઉપેન્દ્રનાથની શૈલીનો વિશેષ ખ્યાલ આવે એ હેતુથી તેમના બે લેખો પુસ્તકને અંતે મૂક્યા છે, અને પ્રારંભમાં તેમનો ટૂંકો પરિચય પણ આપ્યો છે.

અંતમાં આજે આટલે વરસે મારા એક પ્રિય લેખકના ઉત્તમ પુસ્તકના અનુવાદને પ્રસિદ્ધ કરનાર પ્રકાશક સંસ્થાનો આભાર માની વિરમું છું.

ગૂજરાત વિદ્યાપીઠ,<br>
જન્માષ્ટમી ૧૯૯૫

નગીનદાસ પારેખ

મારા શાળાજીવનના બે સાચા સાથીઓ

સ્વ. ભાઈ રણછોડજી તથા ખંડુભાઈની

ચિર ઉજ્જ્વલ સ્મૃતિને

# પરિચય

ઉપેન્દ્રનાથ બંદ્યોપાધ્યાયનો જન્મ તા. ૬ઠી જૂન ૧૮૭૯ ને દિવસે ચંદ્રનગર ખાતે થયો હતો. એમના પિતા રમાનાથ બંદ્યોપાધ્યાય વૈષ્ણવ હતા અને એમનાં માતા શાક્ત હતાં. એમનાં વડિયાઈને અવાર નવાર ગાંડપણ આવતું હતું.

પાંચ વરસની ઉંમરે ઉપેન્દ્રને ગયલા (દૂધવાળા) મશાયની પાઠશાળામાં મૂકવામાં આવ્યા, અને ત્યાં એમણે બે વરસ સુધી અભ્યાસ કર્યો. ત્યારપછી એમને ચંદ્રનગરના બંગ વિદ્યાલયમાં મૂક્યા. ત્યાં એમણે દસ વરસના થતાં લગી અભ્યાસ કર્યો. આ શાળાજીવન દરમિયાન એમણે અનેક પરાક્રમો કર્યાં હતાં. પ્રાથમિક શાળાંત પરીક્ષા વખતે એઓ પરીક્ષામાંથી જ ભાગી ગયા અને બે પૈસાનાં બોર લઈને લહેરથી ખાવા બેસી ગયા! શિક્ષક વિષે કવિતાઓ જોડી 'તોફાની'ની પદવી પ્રાપ્ત કરી. એકવાર કોઈ છોકરો એમને મારવા આવ્યો એટલે એમણે ઉપાડીને શાળાનો ઘંટ જ તેના માથામાં માર્યો! આવાં આવાં ચરિત્રોને લીધે શિક્ષકની પ્રસાદી એમને ખૂબ સુલભ થઈ પડી હતી.

દસમે વરસે એમણે ડુપ્લે કોલેજમાં પ્રવેશ કર્યો. પહેલાં ત્રણ વરસ તો એમણે અભ્યાસ ઉપર કશું ધ્યાન ન આપ્યું અને ઘણી વાર પાટલી ઉપર ઊભા રહેવાનું માન મેળવ્યું, પણ ચોથા વરસથી એમણે અભ્યાસમાં ચિત્ત પરોવ્યું અને મેટ્રિકની પરીક્ષા સુધી હમેશાં પહેલો નંબર સાચવ્યો. ૧૮૯૬ માં મેટ્રિકની પરીક્ષામાં પણ એઓ પ્રથમ વર્ગમાં આવ્યા અને ફ્રેંચમાં તો સોનાનો ચંદ્રક પણ મેળવ્યો. ૧૮૯૮માં એમણે ડુપ્લે કોલેજની પ્રથમા પરીક્ષા પસાર કરી, અને વર્દ્ધમાન

વિભાગમાં પહેલે નંબરે આવ્યા, એટલે વીસ રૂપિયાની છાત્રવૃત્તિ ઉપર એમનો હક્ક થયો, પણ એઓ રહ્યા ફ્રેન્ચ રૈયત એટલે એમને એ છાત્રવૃત્તિ મળી નહિ.

ત્યાર પછી ૧૮૯૮ થી ૧૯૦૩ સુધી એમણે કલકત્તા મેડિકલ કૉલેજમાં અભ્યાસ કર્યો. એમના પિતા અને ભાઈ પણ એમની સાથે કલકત્તામાં જ રહેતા હતા. ખરાબ ખોરાક અને સખત મહેનતને લીધે એમને મગજની બિમારી ઊપડી અને પરિણામે એક વરસ માટે એમને ઘેર રહીને આરામ લેવો પડયો.

ત્યાર પછી એઓ કલકત્તાની ડફ કૉલેજમાં દાખલ થયા. આ વખતે એઓ પોતાનો બધો ખર્ચ વિદ્યાર્થીઓને ફ્રેન્ચ ભણાવીને મેળવતા હતા. આ કૉલેજમાં એમણે બે વરસ અભ્યાસ કર્યો અને ત્યાં બાઈબલ શિષ્યવૃત્તિ પણ મેળવી. પણ પોતાની કૉલેજ પાસે આવેલા બગીચામાં એમણે ખ્રિસ્તી પાદરીઓ વિરુદ્ધ પ્રચાર કરવા માંડયો. આ જ અરસામાં સ્વામી વિવેકાનંદનાં પુસ્તકો વાંચવાથી એઓ તેમની અસર તળે આવ્યા. તેઓ એક વાર સ્વામીજીને મળ્યા પણ હતા અને પછી સંન્યાસી થઈ હિમાલયના માયાવતી આશ્રમમાં ભાગી ગયા હતા. ત્યાં ચાર મહિના સુધી રહ્યા અને પછી પિતાની અને સાળાની આજીજીને માન આપી પાછા ઘેર આવ્યા.

પાછા આવ્યા પછી એમણે ચંદ્રનગરની એક હાઈસ્કૂલમાં શિક્ષકનું કામ કરવા માંડયું, અને કિશોરોના મનમાં જ્વાળા સળગાવવા માંડી. નવેક મહિના પછી એક દિવસ એકાએક પોતાના આજીવન મિત્ર હૃષિકેશ કાંજીલાલ સાથે ઊપડી ગયા. આ બે મિત્રો અનેક સ્થળે ફર્યા; પટના, બનારસ, બરેલી વગેરે સ્થળે ફરતા ફરતા તેઓ આખરે પાછા માયાવતી પહોં-

આવ્યા અને ત્યાં વરસેક દિવસ રહી શાસ્ત્રોનો અભ્યાસ કર્યો. આખરે એમણે માયાવાદનો સ્વીકાર કરવાની ના પાડી. એમને તો કર્મ માર્ગ જ શ્રેષ્ઠ લાગ્યો. એમણે માયાવતી આશ્રમનો ત્યાગ કર્યો અને સંન્યાસીવેશે ભિક્ષાવૃત્તિ સેવી પંજાબમાં ખૂબ પ્રવાસ કર્યો. આ દરમ્યાન એમને સખત અતિસારનો રોગ લાગુ પડયો એથી એમની તબિયત છેક લથડી ગઈ.

૧૯૦૫ માં, સ્વદેશી ચળવળ શરૂ થઈ તેના થોડા મહિના પહેલાં એ પાછા ચંદ્રનગર આવ્યા અને પહેલાંની જગ્યાએ જ શિક્ષક થઈને તરુણોમાં વિપ્લવવાદનો પ્રચાર કરવા લાગ્યા.

૧૯૦૬ માં એમણે પોતાની જગ્યાનું રાજીનામું આપ્યું અને ભારત ઉદ્ધારની પ્રવૃત્તિમાં ભાગ લઈ ગૌરવ ખાટવા માટે શ્રી અરવિંદના 'વંદેમાતરમ્' પત્રમાં કામે વળગ્યા. ત્યાર પછી એઓ 'યુગાંતર' સંપાદક બન્યા. એમના હાથમાં આવ્યા પછી એ પત્રનો ફેલાવો પણ ખૂબ વધી ગયો અને લખાણો પણ ખૂબ તેજસ્વી બન્યાં.

૧૯૦૮ ના મે માસમાં એઓ બારીન્દ્ર વગેરેની સાથે મુરારિપુકુર ગાર્ડન, માણિકતોલા, કલકત્તાથી પકડાયા. દેશબંધુ ચિત્તરંજન દાશે એ બધાના બચાવમાં ખૂબ શક્તિ ખર્ચી પણ શ્રી અરવિંદ સિવાય કોઈ છૂટવા પામ્યું નહિ. ઉપેન્દ્રને જન્મ દેશનિકાલની સજા થઈ.

મેજિસ્ટ્રેટ આગળ રજૂ કરેલી કેફિયતમાં ઉપેન્દ્રે જણાવ્યું હતું: " મને લાગ્યું કે હિન્દુસ્તાનમાં કેટલાક લોકો એવા છે કે જેમની પાસે ધર્મ સિવાય બીજે કોઈ માર્ગે કામ જ ન લઈ શકાય એટલે મેં અમારા કામમાં કેટલાક સાધુઓની મદદ મેળવવાનો પ્રયત્ન કર્યો. સાધુઓ ન મળ્યા એટલે પછી મેં શાળાના

વિદ્યાર્થીઓ ઉપર નજર ઠેરવી. તેમને ભેગા કરી મેં ધાર્મિક, નૈતિક અને રાજકીય શિક્ષણ આપવા માંડયું. ત્યારથી હું મુખ્યત્વે કરીને જુવાનોને દેશની પરિસ્થિતિનો ખ્યાલ આપતો રહ્યો છું. વળી આજે તો અમારી પાસે સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાને માત્ર એક જ રસ્તો રહેલો છે. વિચારો ફેલાવવા માટે દેશ ભરમાં ગુપ્ત મંડળો સ્થાપવાં, હથિયારો ભેગાં કરવાં અને સમય પાકે ત્યારે બળવો જગાડવો. મને ખબર પડી કે બારીન ઉલ્લાસકર અને હેમ જે સરકારી અમલદારો જુલમી પગલાં લઈ અમારા કામમાં આડખીલી નાખતા હતા—એટલે કે લેફ્ટેનંટ ગવર્નર અને મિ. કિંગ્સફર્ડ—તેમનું કાસળ કાઢવા માટે બોંબ બનાવતા હતા."

૧૯૨૦ના ફેબ્રુઆરીમાં ઉપેન્દ્રનાથ આંદામાનથી પાછા આવ્યા. તરત જ એઓ 'નારાયણ' અને 'વીજલી'ના સંપાદક મંડળમાં દાખલ થઈ ગયા. તે ઉપરાંત એમણે કેટલીક નાની નાની પણ ચિંતન પ્રધાન અને વાંચનારને વિચાર કરતા કરી મૂકે એવી પુસ્તિકાઓ લખવી શરૂ કરી. એમણે પોતાની કાળાપાણીની કથા પણ લખી, અને તેણે બંગાળી સાહિત્યમાં અજોડ સ્થાન પ્રાપ્ત કર્યું.

પાછળથી એઓ 'અમૃત બજાર પત્રિકા'ના સંપાદક મંડળમાં દાખલ થયા અને પોતે પોતાનું સ્વતંત્ર બંગાળી સાપ્તાહિક 'આત્મશક્તિ' પણ ચલાવવા લાગ્યા. આ સાપ્તાહિકમાં એમણે લખેલા લેખોના બે ત્રણ સંગ્રહો બહાર પડ્યા છે, તે વાંચતાં એમની વેધક શૈલીનો અને ભાષા ઉપરના પ્રભુત્વનો ખ્યાલ આવે છે. આ પુસ્તકને અંતે એમના બે લેખો ઉતારવામાં આવેલા છે, તેમાંનો પહેલો 'અનંતાનંદેર પત્ર' નામની પુસ્તિકામાંથી અને બીજો 'સ્વાધીન માનુષ' નામના પુસ્તકમાંથી લીધેલો છે. 'ઉનપંચાશી' નામનો લેખસંગ્રહ એમની

હાસ્યરસ જમાવવાની કટાક્ષ ફેંકવાની અને પોતાની વસ્તુ વાચકના દિલ સોંસરી લઈ જવાની શક્તિના નમૂના તરીકે જોવા જેવો છે.

એમનાં લખેલાં પુસ્તકો નીચે પ્રમાણે છે:

૧. સ્વાધીન માનુષ
૨. ઉનપંચાશી
૩. નિર્વાસિતેર આત્મકથા
૪. પથેર સંધાન
૫. સીનપીન
૬. જાતેર વિડંબના
૭. અનંતાનંદેર પત્ર
૮. ધર્મ ઓ કર્મ

## લેખકની ભૂમિકા

બંગાળામાં અને હિંદના બીજા પ્રાંતોમાં જે યુવકોએ અંગ્રેજ સરકારની વિરુદ્ધ ષડ્યંત્ર રચ્યું હતું, તેમને સરકારી કાગળપત્રોમાં અને અંગ્રેજી છાપાંઓમાં 'ઍનાર્કિસ્ટ' (Anarchist) કહેવામાં આવ્યા હતા. જેઓ સર્વ પ્રકારની શાસન પ્રણાલીના વિરોધી હોય છે, તેને જ અંગ્રેજીમાં ઍનાર્કિસ્ટ કહે છે. એવો કોઈપણ પક્ષ હિંદમાં છે અથવા હતો એવું મારી જાણમાં નથી. જે જે પરાધીન દેશોમાં લોકમતના પ્રભાવથી વિદેશી શાસનતંત્ર બદલવાનો માર્ગ નથી હોતો, તે દેશોમાં સ્વાતંત્ર્યસ્પૃહા જાગી ઊઠતાં ગુપ્ત સભા સમિતિનો ઉદ્ભવ અનિવાર્ય છે. ઈટલી, પોલાંડ, આયર્લૅંડ વગેરે દેશોમાં જે કારણોસર વિપ્લવપંથીઓનો આવિર્ભાવ થયો હતો તે જ કારણો હિંદમાં પણ મોજૂદ હતાં, એટલે જ અહીં પણ વિપ્લવાગ્નિના સ્ફુલિંગે દેખા દીધી હતી. આપણા રાજકર્તા વર્ગો પણ તે વાત સારી રીતે જાણે છે, એટલે જ તાબડતોબ રિફૉર્મ બિલનું શાંતિજલ છાંટી તે અગ્નિસ્ફુલિંગને હોલવી નાખવાનો તેમણે પ્રયત્ન કર્યો હતો. તેમનો એ પ્રયત્ન સફળ થયો કે નિષ્ફળ ગયો એનો વિચાર કરવાનો મારો ઉદ્દેશ નથી. મારે તો માત્ર એટલું જ કહેવાનું છે કે આપણા દેશના વિપ્લવવાદી એ ઍનાર્કિસ્ટ નથી. વિપ્લવ સમિતિઓનો ઇતિહાસ જે બધા જાણે છે, તેઓ બધા જ આ વાતનો સ્વીકાર કરશે. એ વાત પુરવાર કરવા માટે અતીતની અંધકારમય ગુહામાંથી તે વિસ્મૃત ઇતિહાસ બહાર ખેંચી કાઢવાની જરૂર નથી. બંગાળીઓનું સ્વમાન રાજપુરુષોના વ્યવહારથી ડગલે ને પગલે

ઘવાતું હતું, એટલેજ અંગ્રેજી અમલમાં તેમને મનુષ્યત્વ પ્રાપ્ત થવાનો સંભવ નહોતો અને એ જ કારણે બંગાળીઓએ પોતાના ક્ષીણ પ્રાણની સમગ્ર શક્તિ એકત્ર કરીને અંગ્રેજોની દુર્જય શક્તિનો પ્રતિરોધ કરવાનો પ્રયત્ન કર્યો હતો. બંગભંગના આંદોલન પહેલાં પણ હિંદને સ્વતંત્ર કરવા માટે ગુપ્ત સભા સમિતિ સ્થાપવાના પ્રયત્નો થયા નહોતા, એમ નથી, પણ તે કાર્યતઃ બહુ ફળદાયી થયા નહોતા. સમસ્ત બંગાળ દેશ લૉર્ડ કર્ઝને કરેલા અપમાનથી ઝંઝાવાતથી ખળભળી ઉઠેલા સાગરની પેઠે ઊકળી ઊઠયો હતો. આ ઉકળાટમાંથી જ ખરું જોતાં બંગાળમાં વિપ્લવવાદનો જન્મ થયો. દેશમાં તે વખતે જે પ્રબલ ઉત્તેજનાનો પ્રવાહ વહી રહ્યો હતો તેણે જ વિશેષ ઘૂર્ણાવર્તમાં પરિણત થઈ વિપ્લવ કેન્દ્રને જન્મ આપ્યો હતો. 'યુગાન્તર' માત્ર એક એવું વિપ્લવકેન્દ્ર જ હતું.

# અનુક્રમણિકા

# પ્રકરણ ૧ લું

ત્યારે સને ૧૯૦૬ નો શિયાળો હતો. લોકોમાં ઉત્સાહ વ્યાપી રહ્યો હતો. ઉપાધ્યાય મહાશયે 'સંધ્યા'માં કડક લખાણો લખાવવાનો હમણાં જ આરંભ કર્યો હતો; અરવિન્દ રાષ્ટ્રીય કેળવણીને માટે વડોદરાની નોકરી છોડી આવ્યા હતા; બિપિનબાબુ પણ જૂના કોંગ્રેસ પક્ષથી છૂટા પડ્યા હતા; આખો દેશ જાણે નૂતનની રાહ જોઈ રહ્યો હતો. હું તે વખતે થોડા સમય પહેલાં જ સાધુગીરીનો વેશ ત્યજી દઈને પરાણે પરાણે પંતુજીપણામાં મન પરોવતો હતો. એવે વખતે, એક દિવસ 'વન્દેમાતરમ્'નો એક અંક એકાએક મારા હાથમાં આવી પડ્યો. ભારતના રાજનૈતિક આદર્શની ચર્ચા કરતાં લેખકે લખ્યું હતું કે અંગ્રેજના કાબૂથી સ્વતંત્ર એવી પૂર્ણ સત્તા અમે માગીએ છીએ (We want absolute autonomy free from British control). આજકાલ આ વાત ચૌટે અને બજારમાં, વાટે અને ઘાટે બહુ સસ્તી થઈ ગઈ છે, પણ તે વખતે મોટા-મોટા રાજનૈતિક નેતાઓ પણ આ વાત મોં ખોલીને કહેતા નહિ. એકદમ આ

વાત છાપામાં લખાયેલી જોઈને મારું મન થનથન નાચી ઊઠયું. તે વખતના નેતાઓ કહેતા એક અને કરતા બીજું. જ્યારે સ્વરાજ (Self-Government) સંબંધી ભાષણ આપતા ત્યારે તેની પાછળ સંસ્થાનિક (colonial) એ શબ્દ જોડી દઈ, દૂધ અને દહીં બન્નેમાં પગ રાખવા પ્રયત્ન કરતા. તેથી કાયદાનું માન પણ રહેતું, અને સાથે સાથે તાળીઓ પણ મળતી!

પણ મારા ફૂટયા કપાળમાં કેવું લંખ્યું હતું! છાપાના આ અક્ષરો ભોં ભોં કરી કાનમાં ઘૂમતા ઘૂમતા એકદમ મગજે ચડી ગયા. મન માત્ર રહી રહીને કહેવા લાગ્યું: "અરે, ઊઠ, ઊઠ, સમય થઈ ગયો છે!" તે રાત્રે પછી ઊંઘ નહિ આવી. સૂતાં સૂતાં મેં નક્કી કર્યું કે આ બધી વાતોના મૂળમાં કાંઈ છે કે નહિ તેની તપાસ કરવી પડશે. આ ખરું છે કે આ માત્ર મોઢે મોઢેની વાત જ છે! તપાસ કરવા બહાર નીકળતાં જે બધી અદ્‌ભુત અદ્‌ભુત વાતો સાંભળી તેથી તો આંખ જ ઠરી ગઈ. પહાડની કોઈ એકાંત ગુફામાં બેસીને બે લાખનું નાગા સૈન્ય તરવાર ઘસે છે; બધાં જ હથિયારો હાજર છે. ભારતવર્ષના બીજા ભાગો પણ તૈયાર છે. માત્ર બંગાળ પાછળ છે. તેથી તેઓ કાર્યમાં ઝંપલાવતાં જરા વિલંબ કરે છે. હોય પણ.

તે જ સમયે કલકત્તાથી 'યુગાન્તર' પત્ર પ્રસિદ્ધ થવું શરૂ થયું હતું. લોકો એકબીજાના કાન કરડવા લાગ્યા કે 'યુગાન્તર'ની ઑફિસ એ તો વિપ્લવનું એક કેન્દ્ર છે. વિપ્લવનું નામ સાંભળતાં જ અનેક યુગોનું સંચિત રોમાન્સ મારા મનમાં મોજાં ઉછાળી ઊઠયું; ફ્રાન્સના રોબસપિયરથી

માંડીને 'આનન્દમઠ'ના જીવાનન્દ સુધીના બધા જ એકવાર મારા મનમાં ડોકિયું કરી ગયા. આ દેશમાં જેઓ વિપ્લવ લાવનાર છે, ભાવી સ્વતંત્ર ભારતની જેઓ જીવંત મૂર્તિ છે તેઓ કેવા પ્રકારના માણસો છે તે જોવાનું મને ખૂબ મન થયું. હું ઘરના ખૂણામાં ગુપચુપ બેસી રહું અને બીજા પાંચ જણુ રાતોરાત ભારતને સ્વતંત્ર કરી લે એ તો કાંઈ સાચું જાય નહિ!

કલકત્તામાં 'યુગાન્તર' ઑફિસમાં આવીને જોયું તો ત્રણચાર યુવકો મળીને એક ફાટેલી સાદડી પર બેસીને ભારતનો ઉદ્ધાર કરવા લાગી ગયા હતા. યુદ્ધના સરંજામનો અભાવ જોઈ મન જરા ડગી ગયું ખરું, પણ તે ક્ષણને જ માટે. ગોળી અને ગોળાની ખોટ તેઓએ વાણીદ્વારા જ પૂરી દીધી હતી. મેં જોયું કે લડાઈ કરી અંગ્રેજોને દેશમાંથી હડાવી કાઢવા એ કાંઈ બહુ મોટી વાત નથી, એ વિષે તેઓ બધા જ એકમત હતા. કાલે નહિ તો બે દિવસ પછી 'યુગાન્તર' ઑફિસ ગવર્નમેન્ટ હાઉસમાં ફેરવાઈ જશે એ વિષે કોઈને સંદેહ સરખો ય નહોતો. વાતચીતથી અને તેમના વર્તનથી મારા મનમાં એવી ધારણા જન્મી કે આ બધાંની પાછળ, જબરદસ્ત ને દેશવ્યાપી કાંઈક ગુપ્ત રહેલું છે.

બેચાર દિવસ આવજા કરતાં કરતાં ધીમેધીમે 'યુગાન્તર'ના કાર્યકર્તાઓ સાથે પરિચય થઈ ગયો. હું જોઈ શકયો કે લગભગ બધા જ જાતિ છોડીને નીકળી આવેલા છટકેલ હતા. દેવવ્રત, (એઓ પાછળથી સ્વામી જ્ઞાનાનન્દ નામે પ્રસિદ્ધ થયા હતા.) બી. એ. પાસ થઈને કાયદાનો અભ્યાસ કરતા હતા; ભારતનો ઉદ્ધાર એકદમ હાથવેંતમાં છે એવું જોઈને, તેણે કાયદાનો અભ્યાસ છોડયો હતો અને 'યુગાન્તર'ના સંપાદન

કાર્યમાં લાગી ગયા હતા. સ્વામી વિવેકાનંદનો નાનો ભાઈ ભૂપેન પણ એક સંપાદક હતો. અવિનાશ આ પાગલોના સંસારની એક જાતની ગૃહિણીરૂપ હતો. 'યુગાન્તર'ની વ્યવસ્થાથી માંડીને ઘરસંસારનાં અનેક કામોનો ભાર તેના ઉપર હતો. બારીન્દ્રની સાથે ઓળખાણ થતાં જરા વિલમ્બ થયો કારણ કે તે વખતે તે મૅલેરિયાની પીડાને લીધે દેવઘર નાસી ગયો હતો. તેનું કોડી હાડકાં ઉપર ચામડું મઢેલું, સુકાયેલું શરીર, ખેતરના જેવું વિશાળ કપાળ, લાંબી લાંબી મોટીમોટી આંખો અને ખૂબ જાડું નાક જોઈને જ હું તો સમજી ગયો કે કલ્પનાના અને ભાવના આવેગથી જેઓ અસંભવિતને પણ સંભવિત કરી મૂકે છે, તેઓમાંનો જ એક બારીન્દ્ર પણ હતો. ગણિતની માથાકૂટથી કંટાળી કૉલેજ છોડી ત્યારથી સારંગી બજાવી, કવિતા લખી, પટનામાં ચાની દુકાન ખોલી અત્યાર સુધીમાં તેણે સારી નામના મેળવી હતી. મોટા ઘરનો છોકરો હોવા છતાં વિધાતાની કૃપાથી દુઃખ અને દારિદ્રયના અનુભવથી તે વંચિત રહ્યો ન હતો. અત્યારે પચાસ રૂપિયાની પૂંજી લઈ 'યુગાન્તર' ચલાવવા બેઠો હતો. મુલાકાત થયા પછી બેત્રણ વાક્યોમાં જ તેણે મને સમજાવી દીધું કે દશ વરસની અંદર ભારતવર્ષ સ્વતંત્ર થશે જ થશે.

ભારત ઉદ્ધારનો આવો સુયોગ આમ જવા દેવાનું તો પાલવે નહિ. હું પણ મારે મુકામેથી ગાંસડીપોટલી બાંધીને ઑફિસમાં આવી બેઠો.

થોડા દિવસો પછી દેવવ્રત નવશક્તિ ઑફિસમાં ચાલ્યો ગયો. ભૂપેન પણ પૂર્વ બંગાળમાં ઘૂમવા નીકળી પડ્યો. તેથી 'યુગાન્તર'ના સંપાદનનો ભાર બારીન્દ્ર અને મારા ઉપર જ આવી પડ્યો. હું પણ છગન મગનમાંનો એક થઈ પડ્યો.

બંગાળમાં તે એક ઓર જ દિવસ આવ્યો હતો; આશાના રંગીન નશાથી બંગાળીઓના છોકરાઓ ત્યારે ચકચૂર બન્યા હતા" લક્ષ પરાણે શંકા ના જાને, ના રાખે કાહારો ઋણ" * (લાખ્ખો પ્રાણોને શંકા ના કશી ના રાખે કોનુંયે ઋણ) કોઈ દૈવી સ્પર્શથી જાણે બંગાળીઓનો ઊંઘતો પ્રાણ જાગ્રત થઈ ગયો હતો. કોઈ અજાણ્યા પ્રદેશના પ્રકાશે આવીને તેમના મનના યુગ યુગાન્તરના અંધારા ખૂણાને પ્રકાશિત કરી દીધો હતો. "જીવન મૃત્યુ, પાયેર ભૃત્ય, ચિત્ત ભાવના-હીન." રવીન્દ્રે એ જે ચિત્ર આંકયું હતું તે તે સમયના બંગાળી છોકરાઓનું ચિત્ર હતું. સાચે જ તે વખતે એક જ્વલંત વિશ્વાસ અમારા મનમાં જાગી ઊઠયો હતો, કે અમે જ સત્ય; અંગ્રેજોની તોપ, બંદૂક, દારૂગોળો, પલટન, મશીનગન—એ બધું કેવળ માયાની છાયા! એ મૃગજળ, એ ગંજીફાના પત્તાનું ઘર, એ તો અમારી એક ફૂંક લાગતાં જ ઊડી જશે. પોતાના લેખો જોઈને અમે પોતે જ ચમકી ઊઠતા; મનમાં થતું કે જાણે દેશનો પ્રાણ-પુરુષ અમારે હાથે તેના પોતાના અંતરની વાત બહાર કઢાવે છે.

ઝપાટાભેર દહાડે દિવસે "યુગાન્તર"ના ગ્રાહકોની સંખ્યા

---

* એસેછે સે એક દિન
લક્ષ પરાણે શંકા ના જાને
ના રાખે કાહારો ઋણ
જીવન મૃત્યુ પાયેર ભૃત્ય,
ચિત્ત ભાવનાહીન
પંચ નદીર ઘિરિ દશતીર
એસેછે સે એક દિન!

વધવા માંડી. એક વરસમાં જ વીસ હજાર સુધી પહોંચી ગઈ. નાના પ્રેસમાં તો હવે આટલી બધી નકલો છાપી શકાય એમ ન હતું. ચોરીઆરીથી બીજા પ્રેસમાં છાપ્યા વિના બીજો ઉપાય જ રહ્યો ન હતો.

ઓરડાના ખૂણામાં એક ભાંગેલી પેટીમાં "યુગાન્તર"નાં વેચાણમાંથી ઉપજેલા પૈસા રહેતા. તેને ચાવી લગાવતાં કોઈને મેં કદી જોયો ન હતો. કેટલા રૂપિયા આવતા અને કેટલા રૂપિયા ખરચાતા તેનો હિસાબ પણ કોઈ લેતું નહિ. "યુગાન્તર" ઑફિસમાં અનેક છોકરાઓ અવારનવાર આવતા, ખાતા અને રહેતા. તેઓનાં ઘર ક્યાં, તેઓ શું કરતા, એ ખબર કોઈ બહુ રાખતું નહિ. એટલું માત્ર જાણતા કે તેઓ "સ્વદેશી" હતા અને તેથી અમારા આત્મીય હતા.

બહાર જતી વેળાએ ઘરની સામે અમે એક બે માણસોને ઊભા રહેલા જોતા. અમને જોતાં જ તેઓમાંનો કોઈ આકાશ તરફ જોતો, કોઈ સામે આવેલી ચાની દુકાનમાં ભરાઈ જતો, તો કોઈ વળી સિસોટી વગાડતો વગાડતો ચાલ્યો જતો. અમારા સાંભળવામાં આવતું કે એ લોકો સી. આઈ. ડી. ના અનુગ્રહ પામેલા જીવો હતા. સી. આઇ. ડી ? છટ્ ! કોને તેની દરકાર છે ?

આવી રીતે દિવસો જવા લાગ્યા. એક દિવસ સરકાર બહાદુર તરફથી એક કાગળ આવી હાજર થયો. "યુગાન્તર" માં જે લખાણ પ્રસિદ્ધ થાય છે તે રાજદ્રોહસૂચક છે. ભવિષ્યમાં એવું કરશો તો કાયદામાં આવી જશો. અમે તો હસી હસીને જ ગાંડા થઈ ગયા ! કાયદો કેવો રે, ભલા ? અમે ભારતના

ભાવિ સમ્રાટ, ગવર્નમેન્ટ હાઉસના ઉત્તરાધિકારી ! અમને કાયદો બતાવનાર કોણ ?

પણ એક દિવસ ખરેખર જ વાઘ આવ્યો. ઈન્સ્પેક્ટર પૂર્ણ લાહિડી કેટલાક કોન્સ્ટેબલોને લઈને "યુગાન્તર" ઑફિસમાં જડતી લેવા આવ્યા. "યુગાન્તર"ના સંપાદકને ગિરફતાર કરવાનો વારંટ પણ તેમની પાસે હતો. પણ સંપાદક કોણ ? આ કહે, "હું", પેલો કહે, "હું". આખરે ભૂપેન જ જરા જાડો હતો અને તેની દાઢી પણ સારી જોઈતા પ્રમાણમાં હતી તેથી તેને જ સંપાદક ઠરાવવામાં આવ્યો. ભૂપેને જ્યારે અદાલતમાં પોતાનો બચાવ રજૂ કરવાની ના પાડી ત્યારે દેશના યુવાનોમાં ભારે હોહા મચી રહી.આ એક નવો જ ન સાંભળેલો બનાવ હતો. ભૂપેન ગુનો કબૂલ કરી છૂટી જાય એવો પ્રયત્ન સરકાર તરફથી કરવામાં આવેલો, પણ ભૂપેન તેમ કરવા તૈયાર ન હતો. પરિણામે મૅજિસ્ટ્રેટ કિંગ્સફોર્ડે તેને એક વરસ માટે કેદખાનામાં ધકેલી દીધો.

આ સમયથી દેશમાં રાજદ્રોહી મુકદ્દમાની ધૂમ લાગી ગઈ. બે અઠવાડિયાં જતાં ન જતામાં તો 'યુગાન્તર' ઉપર ફરી મુકદ્દમો શરૂ થયો અને 'યુગાન્તર'ના પ્રિન્ટર વસન્તકુમારને જેલમાં જવાનું થયું.

આમ એક પછી એક અનેક છોકરાઓ જેલ જવા લાગ્યા. ત્યારે બારીન્દ્રે કહ્યું: "આમ વૃથા શક્તિ ગુમાવવાથી કંઈ લાભ નથી. વાક્યબાણથી વીંધીને ગવર્નમેન્ટને ધૂળ ચાટતી કરી શકાય એવો જરાય સંભવ જણાતો નથી. આટલા દિવસ સુધી જેનો પ્રચાર કરતા આવ્યા છીએ તે હવે કરી બતાવવું પડશે." આ સંકલ્પ થતાં જ માણિકતોલાના બાગની સૃષ્ટિ થઈ.

માણિકતોલામાં બારીન્દ્રનો એક બાગ હતો. નક્કી થયું કે ' યુગાન્તર ' નો ભાર એક નવી ટોળી પર રાખી, 'યુગાન્તર' ઓફિસનાં કેટલાક ચૂંટેલા છોકરાઓ લઈને આ બાગમાં એક નવો અડ્ડો જમાવવો જોઈશે. જેઓને સંસારનું કશું બંધન ન હોય, અથવા બંધન હોવા છતાં બેધડક તેને દૂર કરી શકે એવા છોકરાઓ જ માત્ર લેવા. પણ ધર્મજીવન મળ્યા વિના આવું ચરિત્ર ઘણે ભાગે બંધાતું નથી. તેથી એવું નક્કી થયું કે બાગમાં ધર્મશિક્ષાની વ્યવસ્થા કરવી. હું ત્યારે સાધુગીરીમાંથી પાછો ફરેલો આસામી હતો, એટલે પોથીમાંના મામૂલી ધર્મ-શિક્ષણ ઉપર મને ઝાઝી આસ્થા હતી એવું કંઈ ન હતું. પણ બારીન્દ્ર કોઈ વાતે છોડે એમ ન હતો. ભગવાં ઉપર તે વખતે તેને અસીમ ભક્તિ હતી. એક સારા સાધુ સંન્યાસીને પકડીને અમારી ટોળીમાં પૂરી દઈ શકાય તો તેના શિક્ષણથી અને દીક્ષાથી છોકરાઓનું ધર્મજીવન ઘડાઈ જશે એવી આશાથી તે સાધુ શોધવા બહાર નીકળી પડયો. શું કરું, સાથે હું પણ ચાલ્યો. પણ જવું ક્યાં? અમારે પલ્લે પડવા માટે કંઈ કોઈ જગ્યાએ સાધુ બેસી રહ્યો છે? વડોદરા રહેતો હતો તે વખતે બારીન્દ્રે સાંભળ્યું હતું કે નર્મદાને કિનારે એક સારો સાધુ છે. માટે ચાલો ત્યાં. તેમ જ થયું. પરંતુ જે આશાથી આવ્યા હતા તે પૂર્ણ ન થઈ. સાધુજી તેમની કાપેલી જીભને ઉલટાવીને તાળવાએ લગાવી શ્વાસ બંધ કરીને રહી શકતા. એવું સાંભળવામાં આવ્યું કે તેઓ આમ બ્રહ્મરંધ્રમાંથી ટપકતા અમૃતનું પાન કરે છે. વીસ પચ્ચીસ જાતનાં આસન પણ તેમણે અમને બતાવી દીધાં અને જાત જાતની ધૌતિ અને બસ્તિની કસરત પણ બતાવવી ભૂલ્યા નહિ. પણ અમારું મન તેથી ખુશ થયું નહિ.

બે ત્રણ દિવસ સરસ જાડી જાડી ઘીમાં બોળેલી રોટી અને અડદની દાળ ખપાવી અમે તેમના આશ્રમમાંથી બહાર નીકળ્યા. પણ બારીન્દ્ર કાંઈ નિરુત્સાહ થાય એવું પૂતળું નથી. મને કહ્યું: "જો, ગિરિડિની પાસે કોઈ સ્થાને એક સારા સાધુ છે એમ મેં સાંભળ્યું છે. તું એક વાર ત્યાં જઈને તપાસ કર; અને રસ્તામાં કાશીમાં પણ એકવાર ડોકિયું કરતો જજે. હું આ તરફ હજી પણ કેટલાક દિવસ જોઉં છું." હું ગિરિડિની મુસાફરીનું નામ લઈને એકદમ માણિકતોલા આવી ઊભો. કેટલાક દિવસ પછી મારા સાંભળવામાં આવ્યું કે બારીન્દ્રે બીજા એક સાધુને પકડી પાડયા છે. ૧૮૫૭ની સાલમાં સિપાઈના બળવા વખતે તેમણે ઝાંશીની રાણીના પક્ષમાં રહીને અંગ્રેજો વિરુદ્ધ યુદ્ધ કર્યું હતું. ત્યાર પછી સાધુ થઈને ચુપચાપ આટલા દિવસ સાધન, ભજન કરતા હતા; બારીન્દ્રના સમાગમથી પેલો બહુ દિવસનો હોલવાઈ ગયેલા જેવો તણખો ફરીથી દપ કરીને સળગી ઊઠ્યો. બારીન્દ્રે તેને કહ્યું: "મહારાજ, તમે મને એક ભગવું કપડું આપો અને મારા કાનમાં ગમે તે એક મંત્ર ફૂંકી દ્યો. બાકી બધું હું જ કરી લઈશ." સાધુ બારીન્દ્રને બહુ ચાહતા; તેઓ તેટલાથી જ રાજી થયા અને બારીને સાધુ પાસે યથાવિધિ દીક્ષા લીધી. થોડા દિવસ પછી બારીન્દ્રને મેં પૂછ્યું: "સાધુએ કયો મંત્ર આપ્યો હતો?" બારીન્દ્રે કહ્યું, "ભૂલી ગયો છું." ગમે તે હો. બારીન્દ્રે તેમને લઈને મધ્ય હિંદુસ્તાનમાં કોઈ તીર્થસ્થાનમાં એક આશ્રમ કાઢવાનો સંકલ્પ કર્યો હતો, પરંતુ થોડા જ દિવસમાં હડકવાથી બાવાજીનું મૃત્યુ થવાથી તે સંકલ્પ પછી કાર્યમાં પરિણત થયો નહિ.

થોડા દિવસ પછી બારીન્દ્ર બીજા એક સાધુ પાસેથી સાધન લઈને દેશમાં પાછો આવ્યો. આ સાધુ મધ્ય હિંદુસ્તાન અને મુંબઈ તરફ સિદ્ધ પુરુષ તરીકે પ્રસિદ્ધ છે. પાછળથી મેં પણ તેમને જોયા છે. તેઓ અસાધારણ શક્તિવાળા છે એ બાબતમાં કશો સંદેહ નથી.

બારીન્દ્ર પાછા આવ્યા પછી એક આશ્રમ ઊભો કરવાની અમને રઢ લાગી પણ મનપસંદ સ્થાન ન મળ્યું. આખરે એવું નક્કી કર્યું કે જ્યાંસુધી સારી જગ્યા ન મળે ત્યાંસુધી માણિકતોલાના બાગમાં જ આશ્રમનું કામ છો ચાલતું.

સને ૧૯૦૮ ના ફેબ્રુઆરી માસમાં સાધુ માણિકતોલા બાગમાં આવી પહોંચ્યા* બેચાર દિવસ સુધી અમારો કારભાર જોઈને તેમણે કહ્યું: "તમે જે માર્ગ લીધો છે તે ઠીક નથી. અશુદ્ધ મનથી આ કામમાં જોડાશો તો નકામી ખુનામરકી થવાનો સંભવ છે. આ સ્થિતિમાં જેઓ દેશના નેતા થવા માગતા હોય તેમણે અંધની માફક કામ કરવું પરવડશે નહિ. ભવિષ્યનો પડદો જેમની આંખ આગળથી જરા ખસી ગયો છે, ભગવાન પાસેથી જેઓ આદેશ પામ્યા છે તેઓ જ આ કામના ખરા અધિકારી છે. તમારામાંથી કેટલાક જણે આ આદેશ પામવા માટે સાધના કરવી પડશે."

સાધનાની ફરમાસ સાંભળી છોકરાઓ એક બીજાનું મોં જોવા લાગ્યા. અંગ્રેજો સાથે યુદ્ધ કરવું તેમાં વળી ભગવાનને માટે આટલી તાણાતાણ શી?

સાધુએ કહ્યું: "આ સાધના બધાને માટે નથી. માત્ર આગેવાનોને માટે જ છે. જેઓ દેશના લોકોને માર્ગ બતાવનાર

* બારીને એ સાધુ પાસે ગુજરાતમાં દીક્ષા લીધી હતી.

હોય તેઓએ પોતે તો માર્ગ જાણવો જોઈએ. દેશ સ્વતંત્ર કરવા માટે પુષ્કળ લોહી રેડવાની જરૂર છે—એ વાત ખરી ન પણ હોય."

લોહી રેડયા વિના દેશોદ્ધાર થશે એ વાત અમને એકદમ દંડાપહેોરના ગપાટા જેવી લાગી! અમે સહેજ ડહાપણભર્યું હાસ્ય હસીને પૂછયું: "એ તે કદી બને?"

સાધુએ કહ્યું, "જુઓ, બાપુ, જે વાત હું કહું છું તે હું જાણું છું તેથી જ કહું છું. તમે જે ઉદ્દેશને માટે કામ કરો છો તે સિદ્ધ થશે, પરંતુ જે ઉપાયે તમે ધારો છો તે ઉપાયે નહિ. મારી વીસ વરસની સાધનાના પરિણામે હું આ જાણું છું. એક વખત ચારે તરફ સ્થિતિ એવી થઈને ઊભી રહેશે કે સમસ્ત રાજ્યભાર એની મેળે જ તમારા હાથમાં આવી પડશે. તમારે માત્ર શાસનવ્યવસ્થાપ્રણાલી ઘડી લેવી પડશે. મારી સાથે તમો કેટલાક જણ આવો; સાધનાનું પ્રત્યક્ષ ફળ જો કંઈ ન પામો તો પાછા આવજો."

તે દિવસ સાધુના ગયા પછી અમારામાં ચર્ચા ખૂબ વધી ગઈ. બારીને માથું ધુણાવીને કહ્યું: "કદી નહિ. કામ હું છોડવાનો નથી? લોહી રેડયા વિના ભારતનો ઉદ્ધાર એ માત્ર એમનો ખોટો ખ્યાલ છે. સાધુની બીજી બધી વાત માનું—માત્ર આ જ નહિ."

પરંતુ મારું મન સાધુની વાતથી પુષ્કળ પલળી ગયું હતું. જુઓ તો ખરા એ રસ્તો કોઈ રીતે સહેલો થતો હોય તો! પોતાના મનનું જ્યાં સુધી સમાધાન થતું નથી ત્યાં સુધી કોઈ કામકાજમાં જ મન લાગતું નથી!

મેં બીજા એકબે છોકરાઓને લઈને સાધુ સાથે જવાનું નક્કી કર્યું હતું. સાધુ એક દિવસ બારીનને સમજાવવા આવ્યા, પરંતુ પારકાનો ઉપદેશ ગ્રહણ કરવાની ટેવ બારીનને મૂળથી જ નથી. કોઈ રીતે બારીનને ફેરવી ન શકવાથી આખરે સાધુએ કહ્યું: "આ માર્ગ જો નહિ છોડે તો તમારા પર થોડા જ દિવસમાં ભીષણ વિપત્તિ જરૂર આવી પડશે."

બારીને બે હાથ હલાવીને કહ્યું: "કદાચ પકડીને ફાંસી દેશે—એથી તો બીજું નહિ ને! તેને માટે તો તૈયાર જ થયો છું."

સાધુએ માથું હલાવી કહ્યું: "જે બનવાનું છે તે મૃત્યુથી પણ ભીષણ છે."

તે દિવસની સભા આટલેથી જ વીખરાઈ. સાધુએ પાછા જવાનો દિવસ નક્કી કર્યો, પરંતુ તે દિવસ જેમ જેમ પાસે આવ્યો તેમ તેમ મારા પગ પણ બાગ છોડીને જવાને રાજી થતા નહતા. સ્ત્રી, પુત્ર, ઘરબાર છોડીને આવ્યો હતો. તે તેટલું કઠણ નહોતું લાગ્યું, પરંતુ જેઓએ અમને જોઈને માબાપનો સ્નેહ, ભવિષ્યની આશા, એટલું જ નહિ પણ પ્રાણની મમતાનો સુદ્ધાં ત્યાગ કર્યો હતો તેમને છોડીને આજે ક્યાં નાસી જાઉં? અનેક આશા આકાંક્ષા, પ્રીતિ, ઉત્સાહ આ બાગની સાથે જડાઈ ગયેલાં છે. આજે તૈયાર કરેલી વસ્તુને છોડીને કયા અજાણ્યા દેશમાં પોતાનું લક્ષ્ય શોધવા બહાર જાઉં? નક્કી કરેલે દિવસે સાધુની સાથે અમારું જવાનું થયું નહિ. માર્ચ માસની અધવચમાં તેઓ એકલા જ ખિન્ન મને પાછા ગયા.

# પ્રકરણ ૨ જું

માણિકતોલાના બાગમાં આશ્રમની શરૂઆત થઈ ત્યારે ત્યાં ચારપાંચથી વધુ છોકરાઓ નહોતા. પાસે તાંબિયો સરખોય નહોતો; બધા જ છોકરાઓ ઘરબાર છોડીને આવ્યા હતા, એટલે તેમનાં માબાપ પાસેથી પણ કશું મળે એવી આશા નહોતી. તેમ છતાં આમાં છોકરાઓને કાંઈ મળો કે ન મળો તો પણ બે ટંક બે મૂઠી ભાત તો જોઈએ! એક બે મિત્રોએ માસિક થોડી થોડી મદદ કરવાનાં વચન આપ્યાં. અને બાકીનો ખરચ બાગમાં શાકભાજીના ક્યારાઓ કરીને ઉપાડી લેવાનું નક્કી થયું. બાગમાં આંબા, જાંબુડી, ફણસીનાં ઝાડો પુષ્કળ હતાં. તે બધાંના ફાલ ભેગા કરતાં પણ શું પાંચ દસ રૂપિયા નહિ મળે? વળી અમારો ખાધા ખરચ પણ બહુ ન હતો—ભાત ઉપર દાળ અને એક શાક, ઘણા દિવસો તો વળી દાળમાં જ બેચાર બટાટા નાંખીને શાકની ખોટ પૂરી લેતા. વખત થોડો હોય તો ખીચડીની વ્યવસ્થા થતી. એક મોટી સગવડ તો એ હતી કે બારીન તે વખતે પક્કો બ્રહ્મચારી હતો. માછલીનું ભીંગડું અથવા કાંદાનું છોડું પણ બાગમાં

લાવવાનો હુકમ નહિ: તેલ, મરચાં તો તદ્દન બંધ. તેથી ખરચ થોડો ઓછો થયો.

કમાણીનો બીજો પણ એક રસ્તો બારીન્દ્રે શોધી કાઢ્યો: બતકાં અને મરઘાં રાખવાં. કેટલાંક બતકાં અને મરઘાં ખરીદ્યાં પણ હતાં; પરંતુ એવું માલમ પડયું કે તેમનાં ઈંડાં તો મળતાં નથી; વધારામાં તેઓની સંખ્યા દિનપ્રતિદિન ઘટતી જાય છે. કેટલાંકને શિયાળ ખાઈ જાય, કેટલાકને વળી લોકો ચોરી જાય. વળી અમારા અડોશીપડોશીઓને અમારા બાગમાં મરઘી રાખવામાં આવે એ સામે સખત વાંધો. એક દિવસ એક હાડી * તાડી પી આવીને, હિંદુ ધર્મનો પક્ષ લઈને બે કલાક સુધી ભાષણ આપી, મરઘી પાળવાનો એવો તો ભીષણ વિરોધ કરી ગયા કે ઝટપટ મરઘીઓને વેચી નાખ્યા વિના અમારો છૂટકો જ ન થયો. તે હાડીબાબુનું નામ હું ભૂલી ગયો છું. નહિ તો બ્રાહ્મણસભામાં લખીને જરૂર તેમને એકાદ ઉપાધિ મેળવી આપત.

અમારા ફાલતું ખરચમાં ચા હતી. તેના વિના સંસાર ફિક્કો અને અનિત્ય લાગતો. તે ઉપરાંત બારીન ચા બનાવવામાં એક્કો હતો. તેના હાથની ગુલાબી ચા, ભાંગેલા નાળિએરની કાચલીમાં રેડીને, આંખ મીંચી વખાણ કરતાં કરતાં પીતા ત્યારે મનમાં થતું કે ભારત ઉદ્ધારના જે થોડા દિવસો બાકી રહ્યા છે તે જાણે ચા પીને જ કાઢી નખાશે.

પહેલે દિવસે જ બારીને નિયમ જાહેર કર્યો કે જાતે રાંધીને ખાવું પડશે. એકાદ બે જણ તો રાંધવાની બીકે બાગ છોડી ભાગી ગયા, પણ તેથી કાંઇ બાગમાં બહારના લોકોને

* હિંદુની એક હલકી જાત

થોડા દાખલ થવા દેવાય? વધુમાં પૈસાની તાણ હતી. પણ ઘણા વખતથી ઘરમાં માના હાથનું અને છાત્રાલયમાં મહારાજના હાથનું રાંધેલું ખાતો આવ્યો હતો. સાધુ હતો ત્યારે ભિક્ષા માગીને ખાધું હતું તે પણ બીજાના હાથનું રાંધેલું હતું. આજે વળી આ શી પીડા! વારાફરતી દરરોજ બબ્બે જણ ઉપર રાંધવાનો ભાર પડતો. આથી મારે પણ કોઈ કોઈ વાર પાકશાસ્ત્રનાં નિગૂઢ રહસ્યો વિષે માથાકૂટ કરવી પડતી. પરંતુ બ્રાહ્મણનો દીકરો હોવા છતાં પણ એ વિદ્યા હું કદી સારી રીતે શીખી શકયો નહિ.

બાગમાં સમ ખાવા જોગાં પણ થાળી, લોટા, વાડકી ન હતાં. દરેક જણ પાસે નાળિયેરની એક એક કાચલી અને એક એક માટીની તબકડી હતી. તે પણ જમ્યા પછી ધોઈ ને લૂછી નાખવાની હતી. કપડાં બધા જ પોતાને હાથે સાબુએ ધોઈ લેતા. જેઓ જરા વધુ બુદ્ધિમાન હતા તેઓ બીજાનાં ધોયેલાં કપડાં પહેરીને જ કામ ચલાવી લેતા.

ધીમે ધીમે બંગાળ દેશના જુદાજુદા જિલ્લામાંથી લગભગ વીસ છોકરાઓ આવી મળ્યા. તેઓમાંથી પાંચસાત જણ ઘણો ખરો વખત કામકાજમાં જ રોકાઈ રહેતા; અને જેઓની ઉમ્મર જરા નાની હતી તેઓ મુખ્યત્વે કરીને અભ્યાસ કરતા. અભ્યાસમાં ધર્મશાસ્ત્ર, રાજનીતિ અને ઇતિહાસ ચર્ચા, અને કામમાં વિપ્લવની તૈયારી. અનેક જાતના છોકરાઓ આવીને અમારી પાસે ભેગા થયા હતા. કૉલેજની વિદ્યાને હિસાબે કોઈ પંડિત હતા, તો કોઈ મૂર્ખ હતા; પરંતુ અત્યારે એમ લાગે છે કે અનન્ય સાધારણ એવું કોઈ તત્ત્વ બધામાં જ જાગી ઊઠયું હતું. નિશાળના મહેતાજીસાહેબને હિસાબે જે છોકરાઓ પાઠ

મોઢે ન કરી શકવાથી કમભાગ્ય ગણાય છે તેઓ જ મનુષ્યત્વના હિસાબે 'સારા છોકરાઓ' કરતાં અનેક ગણે દરજ્જે સારા હોય છે એવું મેં અનેકવેળા જોયું છે. અંગ્રેજીમાં જેને adventurous (પરાક્રમપ્રિય–સાહસશૂર) કહે છે તેવા છોકરાઓને આપણા આજના રાષ્ટ્રીય જીવનમાં સ્થાન જ નથી! ગણગણુ ગણગણુ કરી પાઠ મોઢે કરવા એ તેઓને પોસાતું નથી; તેથી સ્વાભાવિક રીતે જ વિશ્વવિદ્યાલય આ પુત્રોને કાઢી નાંખે છે. પરંતુ જ્યાં જીવન અને મરણના ખેલ ખેલવાના હોય છે, જ્યાં આપણા ભાવી ડેપ્યુટી કલેક્ટર થનારા છોકરાઓ એક પગલું આગળ વધી દસ પગલાં પાછા હઠે છે, ત્યાં આ "તોફાની" "વંઠેલ" "કમભાગી" છોકરાઓ જ હસતા હસતા કામ પાર ઉતારે છે.

બાગમાં કામકાજનો આરંભ થઈ ગયો, એટલે છોકરાઓને બારીન્દ્રને સોંપી દેવવ્રત અને હું ફરી એકવાર આશ્રમને લાયક સ્થાન શોધવા નીકળી પડ્યા. ત્યારે બાગનાં કામકાજ સાથે દેવવ્રતનો કાંઈ ગાઢ સબંધ નહોતો, પણ તેનું મન તીર્થ-સ્થાનોમાં સાધુઓને જોવા માટે તલપી રહ્યું હતું; કામકાજ તેને હવે અરુચતાં થયાં હતાં.

શરૂઆતમાં જ અમે જઈને અલ્લાહાબાદની એક વિશાળ ધર્મશાળામાં બેચાર દિવસ પડી રહ્યા. બજારની પૂરી ખરીદીને ખાઈએ, અને લાંબા થઈને પડી રહીએ. વચમાં વચમાં એકાદ વાર ઊઠીને આ સાધુ ને તે સાધુની પાસે ડોકિયું કરતા ફરીએ. એક દિવસ ત્યાં રહેતા એક મિત્ર મળી ગયા. તે અમને "ઝુસી" બતાવવા લઈ ગયા. ત્યાં જોયું તો ગંગાને કિનારે શિયાળના જેવા ખાડા ખોદીને બેચાર સાધુઓ તે ખાડાની અંદર રહેતા હતા.

એક જગ્યાએ જોયું તો સિંદૂર ચોપડેલી એક રામમૂર્તિ હતી; સામે ભક્તોએ ધરાવેલા ચારપાંચ પૈસા અને પાસે જ એક ભભૂતિયો બાવો દમથી હાંફ્યા કરતો હતો. મારા સાંભળવામાં આવ્યું કે જમીનની નીચે સાધુઓને સાધનભજન કરવા માટે અનેક ઓરડાઓ છે; પરંતુ અમારા મિત્ર પાસેથી સાધનનું જે જાતનું બીભત્સ વર્ણન સાંભળ્યું, તેથી તો દેવવ્રતની પણ સાધુનાં દર્શન કરવાની ઉત્કંઠા બહુ ઓછી થઈ ગઈ.

પ્રયાગથી વિન્ધ્યાચળ આવીને એક ધર્મશાળામાં કેટલાક દિવસ પડી રહ્યા. મેદાનની વચમાં એક નાનું માટીનું ખોરડું બાંધીને એક જટાજૂટધારી સાધુ ત્યાં રહેતા હતા. પ્રણામ કરીને તેમની પાસે બેસતા વેંત જ તેમના મુખમાંથી અનર્ગલ તત્ત્વજ્ઞાન અને થૂક સરખા જ વેગથી છૂટવા લાગ્યાં. બાવાજી આહારાદિને માટે કશો પ્રયત્ન કરતા નહિ, તોપણ તેમની પાસે ભક્તો જે ભેટ મૂકી જતા તે તેમનો એક ગોવાળ ભક્ત વીણી લઈ જતો ને બદલામાં સાધુને દૂધ અને સાબુચોખાની કાંજી તૈયાર કરી આપતો. આ કાંજી ખાઈને જ તેઓ દેહ ટકાવતા. થૂક અને તત્ત્વજ્ઞાનનો સંગ્રહ કરીને ધર્મશાળામાં પાછા આવીને જોઈએ છીએ તો એક ભગવાં વસ્ત્ર પહેરેલી ત્રિશૂલધારિણી ભૈરવી અમારો કામળો દબાવીને બેઠી હતી. દેવવ્રત રહ્યો બ્રહ્મચારી માણસ; સ્ત્રી સાથે એકાસને બેસે નહિ. તે તો ભૈરવીને જોતાં જ દિઙ્મૂઢ થઈ ગયો. આ સાંજને વખતે પોતાના પર્વત જેવા વિશાલ શરીરનો ભાર લઈને તે બિચારો ઓરડી છોડીને જાય પણ ક્યાં? ભૈરવીને માથાથી તે પગ સુધી નિહાળીને દેવવ્રતે પૂછ્યું: "આપ કોણ છો?"

ભૈરવી: હું સાધુસંગ કરવા માગું છું.

દેવવ્રત: સાધુસંગ કરવા માગો છો તો અમારી પાસે કેમ આવ્યાં? જોતાં નથી કે અમે તો બાબુલોક છીએ, અમારા પહેરવેશમાં ધોતિયું અને આંખે સોનાનાં ચશ્માં છે?

ભૈરવી: તે ભલેને રહ્યાં, હું જાણું છું કે તમે છૂપા વેશમાં સાધુ છો!

અમે બહુ સમજાવ્યું કે અમે છૂપો વેશ નથી લીધો, અમે સાધુ નથી, પરંતુ ભૈરવીમાનાં ત્યાંથી ખસવાનાં કશાં લક્ષણ જણાયાં નહિ. આખરે બહુ વાર તર્કવિતર્ક કર્યા પછી દેવવ્રતે જ રણમાં પાછી પાની કરી તે રાત્રિ એક ઝાડની તળે પડી રહીને વિતાડી.

પરંતુ ભૈરવી થઈ તેથી શું થયું, બંગાળીની છોકરી તો હતી ને? સવારે ફરી આવીને જોઈએ છીએ તો ક્યાંકથી ચોખા દાળ મેળવીને ભૈરવીએ ચૂલે ચડાવી લીધાં હતાં. દશ વાગે ન વાગે એટલે તો અમારે માટે ખીચડી તૈયાર. કામિની-કાંચનથી બ્રહ્મચર્યમાં વિઘ્ન આવતું હશે, પરંતુ કામિનીની રાંધેલી ખીચડી સંબંધે શાસ્ત્રમાં કંઈ નિષેધ નથી, તેથી અમે ગુપચૂપ તે ગરમાગરમ ખીચડી ગળે ઉતારી ગયા. અમારું ખાવાનું પૂરું થયું એટલે તે ભૈરવી ભોજન કરવા બેઠી. મેં જોયું કે તે બંગાળીની છોકરીનો સ્નેહક્ષુધાતુર પ્રાણ ભગવા-માંથી પણ ફૂટીને બહાર નીકળતો હતો.

વિંધ્યાચળથી અમે ચિત્રકૂટ આવ્યા. સ્ટેશન પર ઊતર્યા ન ઊતર્યા ત્યાં તો નાના મોટા મધ્યમ વયના એમ અનેક જાતના પંડાઓએ અમારા પર હુમલો કર્યો. અમે તેમને ભાંગીતૂટી હિંદીમાં લાંબું ભાષણ કરીને સમજાવ્યું કે

અમે અહીં ચિત્રકૂટ આવ્યા છીએ, તે કાંઈ તીર્થદર્શન કરી પુણ્યસંચય કરવા આવ્યા નથી, પણ તેઓ તો ચામ જૂની જેમ અમારી પાછળ લાગુ જ રહ્યા. તેઓના હાથમાંથી છુટકારો પામવાની આશાએ અમે પંડાઓનો મઠ છોડ્યો ને નદીને કિનારે એક ભાંગેલા મંદિરમાં આવી અમારો ધામો નાખ્યો. પરંતુ પંડાઓની ચીવટ અદ્દ્ભુત હતી. પાંચ–સાત જણા અમને ઘેરીને બેસી રહ્યા. જાત્રાએ આવીને દર્શન ન કરે—એ વળી કેવા જાત્રાળુ ? ત્રણ ચાર કલાક બેસી રહ્યા પછી ગાળ દેતાં દેતાં એક પછી એક બધાએ જ પીઠ બતાવી. માત્ર એક દશ બાર વરસનો નાનો છોકરો છોડે એમ ન હતો. તે તે વખતે પણ ભાષણ ચલાવવા લાગ્યો. એક હાથ પોતાના પેટની ઉપર રાખીને અને બીજો હાથ દેવવ્રતના મોંની પાસે ઘુમાવીને તે બોલ્યો: “દેખો બાબુ, જીવાત્મા તે જ પરમાત્મા. મને ખવડાવશો એટલે પરમાત્માની સેવા કરી કહેવાશે.” પેટની લાય સાથે પરમાર્થના આવા ગાઢ સંબંધની વાત સાંભળી દેવવ્રત હસી પડ્યો અને બોલ્યો: “જો, તારી વાતનું મૂલ તો લાખ રૂપિયા છે, પણ અમારી પાસે અત્યારે એટલા રૂપિયા નથી, તેથી તારે આ વખતે તો એક પૈસો લઈને જ વદાય થવું પડશે.” જીવરૂપી પરમાત્માએ તેટલું જ લઈને પ્રયાણ કર્યું.

જે મંદિરમાં અમે પડી રહ્યા તેની ચારે બાજુએ ઝાડે ઝાડે વાંદરા સિવાય બીજાં કોઈ જીવનાં દર્શન થતાં ન હતાં. ત્યાંથી લગભગ એક માઈલ દૂર રેવાના રાજાએ વૈષ્ણવ સાધુઓને માટે એક મઠ તૈયાર કરાવી આપ્યો છે. ત્યાં મુખ્યત્વે કરીને ‘આચારી’ અને ‘વૈરાગી’ એ બે સંપ્રદાયના

સાધુઓ રહે છે. તેઓમાંના એક બે જણુ સાથે કદી કદી મેળાપ થતો.

એક દિવસ સવારે અમે બેઠા હતા એવામાં ત્યાં એક સંન્યાસી આવી પહોંચ્યા. તેઓ યુવાન હતા. ઉમ્મર આશરે ૩૨-૩૩ હતી. પરિચય થતાં જાણ્યું કે તેમનું જન્મસ્થાન ગૂજરાત હતું, અને તેમના ગુરુના આદેશથી આ તરફ ઘૂમતા ફરતા હતા. અમારો રાજનીતિ સાથે કંઈક સંબંધ છે તે તેઓ કેમ કરીને જાણી ગયા તે તો પ્રભુ જ જાણે. થોડી વાતચીત પછી તેમણે અમને કહ્યું: "જુઓ, તમે જે એમ માનો છો કે આ તરફના લોકો દેશની અવસ્થા જાણતા નથી, તે ખોટું છે. વખત આવ્યે જોશો કે એઓ પણ અંદરખાનેથી તૈયાર થયેલા છે." અમે આ વાત મૂંગે મોઢે સાંભળી લીધી. જોઈએ તો ખરા કે ગાડું કઈ તરફ ગબડે છે. તેઓ બોલવા લાગ્યા: "જુઓ, તમને એક વાત કહી રાખું છું. વિશ્વાસ પડે તો વાત બહુ જ મોટી છે અને નહિ તો નકામી તરીકે ફેંકી દેજો. જગતમાં ધર્મરાજ્ય સ્થાપવાને માટે ભગવાને પાછો અવતાર લીધો છે. છતાં હજી પ્રકટ થયા નથી. તેમને મનુષ્ય દેહમાં લાવવા માટે જ તો યોગીઓની સાધના છે; તે સાધના આ વખતે સિદ્ધ થશે. ભારતનું દુ:ખ થોડા જ વખતમાં દૂર થશે."

અમે પૂછ્યું: "તમે આ વાત કેવી રીતે જાણી?'

સંન્યાસીએ કહ્યું: "હું સંન્યાસ લેવા પહેલાં હનુમાનજીની સાધના કરતો હતો. પુષ્કળ સાધના કર્યા છતાં કશું ફળ ન મળવાથી એકવાર નિરાશ થઈને દેહત્યાગ કરવા ગયો. તે જ વખતે હનુમાનજી મારી આગળ પ્રકટ થયા અને આ

આશાનો સંદેશ મને આપી ગયા." આ બધી બીના સંન્યાસીના મગજનો ભ્રમ છે કે એમાં કાંઈ સત્ય છે તે ભગવાન જ કહી શકે.

સંન્યાસીની પાસેથી વદાય થઈને અમે એકવાર અમરકંટક જવાનો નિશ્ચય કર્યો. વિંધ્યપર્વતમાંથી જે ઠેકાણે નર્મદા નીકળે છે ત્યાં જ અમરકંટક આવેલું છે. કયે સ્ટેશને ઊતરીને ક્યાં ક્યાં થઈને ત્યાં ગયા હતા, તે બધું જ આટલે લાંબે વખતે ભૂલી ગયો છું. માત્ર એટલું યાદ છે કે રસ્તામાં એક ગૃહસ્થને ત્યાં અતિથિ થઈને બે દિવસ સુધી મિષ્ટાન્ન ઝાપટ્યાં હતાં. ખૂબ દૂરથી ચાલીને વિંધ્યપર્વતની પાસે આવ્યો. પરંતુ પર્વત મને સારો લાગ્યો નહિ. બોડો બોડો લાગ્યો! શિખરોથી ભરપૂર હિમાલયમાં એક પ્રકારનું મનોહર સૌન્દર્ય રહેલું છે. વિંધ્યાચળમાં તો તેનું નામનિશાને નથી. ત્રણચાર દિવસ ચઢઊતર કર્યા પછી જ્યારે અમરકંટક પહોંચ્યા, ત્યારે માલૂમ પડ્યું કે તે આશ્રમને લાયક સ્થાન બિલકુલ હતું નહિ. ચારે બાજુ માત્ર જંગલ હતું અને વચમાં એક ભાંગેલી ધર્મશાળામાં બેસીને કેટલાક રામાવત સાધુઓ ગાંજો પીતા હતા. જ્યાં પહાડમાંથી ખળખળ કરતી નર્મદાની ધારા બહાર પડે છે ત્યાં નર્મદાદેવીનું એક નાનું મંદિર છે. તે પણ દેખરેખને અભાવે તદ્દન ખંડિયેર થઈ ગયેલું છે. અમરકંટક એક વખત બૌદ્ધોનું તીર્થસ્થાન હતું. તેની નિશાનીઓ હજી પણ ત્યાં મોજૂદ છે. બ્રહ્મદેશના પેગોડાનાં જેવાં અનેક જૂનાં લાકડાંના મંદિરો ત્યાં આવેલાં છે. કોઈ કોઈ બુદ્ધમૂર્તિ હજી પણ ત્યાં વિરાજે છે. કોઈ જગ્યાએ વળી બીજા સંપ્રદાયના સાધુઓએ બુદ્ધમૂર્તિને ખસેડી મૂકીને રામની અથવા કૃષ્ણની મૂર્તિ સ્થાપન

કરી છે. ચારે દિશામાં સાગનાં વન છે અને ત્યાં વાઘનો ભય પણ પુષ્કળ છે. આસપાસનાં ગામમાંથી ઢોરને અને બકરાંને ઘણી વાર લઈ જાય છે. જ્યારે બે ચાર માણસોને માટે વાઘો ખેંચતાણ કરે છે ત્યારે રેવા રાજ્યના સિપાઈઓ એક સો વરસ પહેલાંની મુંગેરી બંદૂક લઈને બે ચાર ખાલી બાર કરી પોતાનું કર્તવ્ય બજાવે છે. સાધારણ લોકો પણ વાઘને હાથે મરવાને ટેવાઈ ગયા છે. જંગલમાં જતાં પહેલાં તેઓ વાઘદેવની પૂજા કરે છે, અને તે છતાં પણ જો વાઘ પકડે તો તેનો દોષ પૂર્વ જન્મના કર્મના ફળ ઉપર નાંખી નિશ્ચિન્ત થાય છે. સાધુઓની પણ એ જ અવસ્થા છે; તો પણ તેઓ નર્મદા પરિક્રમણ કરવા નીકળતી વખતે ઘણે ભાગે ટોળાબંધ જ નીકળે છે. આ નર્મદા પરિક્રમણ અમને બહુ જ વિચિત્ર વસ્તુ લાગી. અમરકંટકથી આરંભ કરીને પગે ચાલી નર્મદાને કિનારે કિનારે ગૂજરાત સુધી જતાં અને ગૂજરાતથી પાછા નર્મદાને બીજે કિનારે થઈને અમરકંટક પાછા ફરતાં ચાર પાંચ વરસ લાગે. કેટલા સાધુઓ આ પરિક્રમણ કરતા હશે તેનો કાંઈ પાર નથી. કોઈ કોઈ સ્ત્રીને પ્રણામ કરતાં કરતાં નર્મદાની પરિક્રમા કરતાં અમે જોઈ છે. ફળ શું મળે છે તે હું જાણતો નથી, તો પણ એટલી તો મને ખાત્રી થઈ ગઈ છે કે તેમની શ્રદ્ધા અને નિષ્ઠાના સોમા ભાગનો એક અંશ આપણને મળ્યો હોત તો આપણે સાચા મનુષ્ય થઈ ગયા હોત.

અમરકંટકની ચારે બાજુએ દશ બાર કોશ સુધી વનમાં અને જંગલમાં ઘૂમ્યા. જૂના સંસ્કૃત ગ્રંથોમાં ચાંડાળ ગ્રામનું જેવું વર્ણન મળે છે, તેવાં કેટલાંક ગામો પણ જોયાં. ત્યાંના પાળેલા કૂતરા લગભગ એક ગાઉ સુધી અમને હાંકી કાઢવા

આવ્યા હતા. નદીને કિનારે ચાલતાં ચાલતાં એક જગ્યાએ વાઘનો પંજો અને તરતના નીકળેલાં લોહીનાં ચિન્હો જોયાં. ભવિષ્યમાં આંદામાન જવું પડશે એ વાત જો ત્યારે જાણતો હોત તો નાસી જવાનો પ્રયત્ન ન કરતાં વાઘની રાહ જોતો ત્યાં જ બેસી રહેત. પરંતુ તે વખતે વાઘે પણ દેખા ન દીધી અને પુષ્કળ ભટક્યા તોયે અમારા આશ્રમને લાયક સ્થાન પણ કોઈ જગ્યાએ મળ્યું નહિ. પહાડ પરથી લાચાર થઈને ઊતરવું પડયું. ઊતરીનો જોયું તો બારીનને કાગળ કહેતો હતો, "જલદી પાછા આવો!"

# પ્રકરણ ૩ જું

બારીનનો કાગળ મળતાં જ બિસ્તરા સામાન બાંધી લઈને રવાના થઈ ગયા. બિસ્તરામાં લોટો તથા કામળો, અને સામાનમાં એક લાંબી લાઠી હતાં, આથી બહુ વિલંબ થવાનું કશું કારણ ન હતું. બાગમાં પાછો આવીને જોઉં છું તો એકદમ 'સજ્જ થાઓ, સજ્જ થાઓ'ની બૂમ પડી રહી હતી. જે બધા નવા છોકરાઓ આવી મળ્યા હતા તેઓમાં એક ઉલ્લાસકર કરીને હતો. પ્રેસિડન્સી કૉલેજના રસેલ સાહેબે બંગાળીના છોકરાઓને ગાળ દીધી હતી, તેથી ઉલ્લાસકર એક ફાટેલો જોડો બગલમાં ઘાલીને કૉલેજમાં લઈ ગયો; અને રસેલ સાહેબની પીઠ પર તે જોરથી બક્ષીસ દઈને તેણે કૉલેજનું મોં જોવું બંધ કરી દીધું ત્યાર પછી કેટલાક દિવસ મુંબઈની એંજીનિયરિંગ કૉલેજમાં ઘૂમી આવી દેશનું વાતાવરણ ગરમ થતાં વેંત જ બાગમાં આવી પહોંચ્યો. તે વખતે કિંગ્સ-ફર્ડ સાહેબ એક પછી એક બધા જ સ્વદેશી પત્રકારોને જેલમાં પૂરતા હતા. પોલીસને હાથે એક તરફી માર ખાઈને આખા દેશના લોકો હાંફી ગયા હતા. જેની પાસે જાઓ તે

કહે: "ના હવે આ ન ચાલે; થોડા દીકરાજીનાં માથાં ઉડાવી દેવાંજ પડશે." તથાસ્તુ. મસલત કરીને નક્કી કર્યું કે જો સાહેબ લોકોમાં છોટા લાટ એંડ્રુ ફ્રેઝરનું માથું જ બધા કરતાં મોટું છે, તો તેનું જ માથું પાડવાની વ્યવસ્થા પહેલી કરવાની જરૂર છે. પરંતુ લાટ સાહેબના માથાનું સાન્નિધ્ય મેળવવું એ કાંઈ સહેલી વાત નથી! ડિનામાઈટ કાટ્રીજ લાટ સાહેબની ગાડી તળે મૂકી દેવાથી કામ ચાલી શકે કે નહિ, તેની પરીક્ષા કરવાને માટે ચન્દનગર સ્ટેશનની પાસે રેલની ઉપર કેટલાંક ડિનામાઇટ કાટ્રીજ મૂકી દેવામાં આવ્યાં હતાં, પરંતુ ઊડવાની વાત તો દૂર રહી પણ ટ્રેન જરા ઢળી સુદ્ધાં નહિ. માત્ર કાટ્રીજ ફાટવાના બેએક ફટ ફટ અવાજ શૂન્યમાં મળી ગયા અને લાટ સાહેબની ઊંઘમાં પણ જરા વિક્ષેપ સરખોયે પડ્યો નહિ! કેટલાક દિવસ પછી સાંભળવામાં આવ્યું કે લાટ સાહેબ રાંચી અથવા કોઈ બીજી જગ્યાએથી સ્પેશ્યલ ટ્રેનમાં કલકત્તા પાછા ફરે છે. મેદિનીપુર જઈને નારાયણગઢ સ્ટેશનની પાસે રસ્તો રોકવામાં આવ્યો. બોમ્બ વિદ્યામાં જેઓ પંડિત હતા તેમણે સલાહ આપી કે રેલના સાંધાના મોંની નીચે જમીનમાં એક બોમ્બ દાટી રાખવો; ત્યાર પછી સમય અનુસાર તેમાં 'સ્લો ફ્યૂઝ' લગાવીને અગ્નિ લગાવી દેશો એટલે બેડો પાર થઈ જશે. પરંતુ લાટ સાહેબનું નસીબ એવું બળવાન કે બોમ્બ દાટવાને દિવસે અમારા ઉસ્તાદજી તાવથી પટકાઈ પડ્યા અને જેઓ કિલ્લો સર કરવા ગયા તેઓ આ કામથી તદ્દન અજાણ્યા હતા. આથી સ્વાભાવિક રીતે જ બોંબ પણ ફાટ્યો, રેલ પણ વાંકી વળી ગઈ, પરંતુ ગાડી ઊડી ગઈ નહિં. તે વખતે અંજિન ઘાયલ થયેલું અને ખડગપુર

સ્ટેશનેથી બીજું એક અંજિન લઈ જઈને લાટ સાહેબની સ્પેશ્યલને ખેંચી લાવવામાં આવેલી.

આ ગાડી ભાંગવાનું પર્વ પૂરું થયા પછી ચારેકોર ગપ ઊડી કે રશિયાથી આ દેશમાં નિહિલીસ્ટોની આયાત થઈ છે. એક દિવસ મારા એક વૃદ્ધ સગા જેઓ સરકારી અમલદાર હતા તેમને મોંએ મેં સાંભળ્યું કે યુરોપથી આ દેશમાં નિહિલીસ્ટો આવ્યા છે એવી તેમને વિશ્વાસપાત્ર સ્થાનેથી ખબર મળી હતી. આ જ નિહિલીસ્ટ ટોળીનો એક જણ તેમની સામે બેસીને તદ્દન સભ્ય માણસની જેમ ચા પીતો હતો, એ વાત જાણવા પામતાં વૃદ્ધ શું કરત તે કોણ જાણે! ગમે તેમ હો, પોલીસ અમલદારોએ ગાડી ભાંગનાર આસામીને પકડવા માટે પાંચ હજાર રૂપિયાનું ઈનામ જાહેર કરી દીધું. આથી આસામીનો પણ તોટો ન રહ્યો. કેટલાક રેલ્વેના કૂલીઓને પકડીને તેમના ઉપર કામ ચલાવવામાં આવ્યું. તેઓએ પોલીસની આગળ પોતાનો અપરાધ કબૂલ કર્યો. જજ સાહેબના ન્યાય મુજબ તેઓમાંના કેટલાકને પાંચ તો કેટલાકને દસ વરસની દેશનિકાલની સજા થઈ! પોલિસના રિપોર્ટ ઉપર આધાર રાખી જ્યારે આજકાલ લોકોને વગર ન્યાયે કેદમાં રાખવામાં આવે છે, અને લાટ સાહેબથી માંડીને સરકારી પટાવાળા સુધીના બધા જ પોલીસને ભૂલરહિત પુરવાર કરવા માટે એક સાથે પંચમુખે વ્યાખ્યાન શરૂ કરી દેવાય છે, ત્યારે આ નારાયણગઢનો મામલો યાદ કરીને અમને હસવું આવે છે, રડવું પણ આવે છે.

આ સમયે પોલીસની ધમાચકડી જરા વધેલી જોઈને અમને લાગ્યું કે કેટલાક દિવસોને માટે બાગમાં વધુ છોકરાઓ

રાખવાનું કામ નથી. ઉલ્લાસ વગેરે અમે ચાર પાંચ જણ દેશ જરા ફરીને જોવા માટે બાગમાંથી નીકળી પડ્યા. કલકત્તાથી ગયા થઈને બાંકીપુર પહોંચ્યા. પછી ઉદાસી સંપ્રદાયના પંજાબી સાધુઓનાં એક ટોળાં સાથે ભળી જવાનો સુયોગ મળી ગયો.

ગુરુ નાનકના પહેલા પુત્ર શ્રી ચાંદ આ સંપ્રદાયના સ્થાપનાર છે. એ લોકોના માથા પર લાંબી લાંબી જટા, શરીરે રાખ ચોળેલી અને કમરે કામળાનો એક કટકો, પીત્તળની સાંકળ વતી બાંધેલો હોય છે. ગાંજાની ચલમ આઠે પહોર સૌના હાથમાં ઘૂમ્યા કરે છે. જેઓ આ ટોળીના મુખી હતા. તેઓ જો ૧૦૮ ચલમ ગાંજો ન લે તો તેમના મોંમાંથી શબ્દ નીકળતો નહિ એ મારા જોવામાં આવ્યું. તંબાકુનું સેવન પણ એઓ કરતા રહેતા અને તે પણ એટલો આકરો કે તેનો એક દમ લેતાં અમારા જેવા પામર જીવને ચકરી ખાઈને પડી જવું પડે. ગાંજાનો અને તંબાકુનો આ સદ્વ્યવહાર જોઈનેજ, મને લાગે છે કે ગુરુ ગોવિંદસિંહ શિખોને ગાંજા અને તંબાકુની મના કરી ગયા હશે.

સાધુઓની ટોળીમાં એક દશબાર વરસનો અને એક પંદરસોળ વરસનો એમ બે બાળ-સાધુ જોયા. આપણા દેશના શોખીન છોકરાઓ જેમ બોડીને મૂછ કાઢી નાખે છે તેમ આ લોકો પણ વાંકડીઆ વાળમાં લોટ લગાવીને તેની જટા બનાવે છે. સંસાર એ માત્ર મૃગજળ છે, તે એઓ આટલી નાની ઉમ્મરમાં કેમ કરીને જાણી ગયા, તે જાણવાનું અમને બહુ કુતૂહલ થયું. આખરે જણાયું કે તેઓ ગરીબ માબાપના છોકરા હતા અને સાધુ થશે તો પેટ ભરીને ખાવાનું તો મળશે એમ વિચારી તેમનાં માબાપે સાધુઓના ટોળાંમાં ભરતી કરી દીધા હતા.

સાધુઓ મળસ્કે ઊઠીને સ્નાન કરતા; અર્થાત્ માથા સિવાય આખું શરીર ધોઈ નાખતા. દશબાર દિવસને આંતરે એક વાર જટા છોડીને માથું ધોવાનો વારો આવતો. સ્ત્રીઓનો ચોટલો બાંધવા કરતાં આ લોકોની જટા બાંધવી એ વધુ કડાકૂટનું કામ છે. લટ ઉપર લટ રાખી બનાવટી વાળને ચોંટાડી દઈ કેવી રીતે સજવાથી જટા ચૂડાના જેવી શોભાયમાન દેખાય તે નક્કી કરવું એ પણ એક રીતસરનું લલિત શિલ્પકળાનું કામ છે. સવારના પહોરમાં સ્નાન કરીને ધૂણી સળગાવી બધા શરીરે રાખ ચોળવા બેસી જતા, સાથે સાથે સ્તોત્ર પાઠ પણ ચાલતો. આઠ નવ વાગતાં 'કડા પ્રસાદ'નો બંદોબસ્ત થતો. સત્ય પીરની સીરનીથી* માંડી મા કાલીના પ્રસાદ સુધીના અનેક જાતના પ્રસાદો ખાધા છે પરંતુ આ 'કડા પ્રસાદ'ની તો વાત જ ઓર છે. એ આપણા શીરાનું પંજાબી સ્વરૂપ છે. અનિત્ય સંસારમાં માત્ર આ ભગવત પ્રસાદ સાર વસ્તુ છે, તે ખાતાં ન ખાતામાં જ સમજી શકાય છે; અને સાથે સાથે ભક્તિરસે પલળીને મન ઉદાસ થઈ જાય છે. બપોરે મસ મોટી નરમ નરમ ઘીમાં ઝબકોળેલી પંજાબી રોટી અને દાળ, અને રાત્રે પણ તે જ. જોત જોતામાં ચહેરા પર સારી પેઠ લાલી આવી ગઈ અને કોઈ કોઈ વાર મનમાં થતું કે માણિકતોલાના બાગમાં બળેલી ખીચડી ખાવા હવે પાછા જવાનું કામ નથી. આ સાધુઓમાં જ જટાજૂટ રાખીને વૈરાગ્ય સાધનામાં લાગી જઈએ! પણ જેનું નસીબ જ ફૂટેલું તેને આટલું સુખ ક્યાંથી ટકે?

નેપાળમાં 'ધૂણી સાહેબ' નામે ઉદાસી સંપ્રદાયનું એક

* પીરને ધરાવેલું મિષ્ટાન્ન કે દૂધ કેળાં ખાંડ વગેરેનો પ્રસાદ.

તીર્થસ્થાન છે. સાધુઓ ત્યાં તીર્થ દર્શન કરવા જતા હતા. અમે તેમની સાથે રવાના થવાનું નક્કી કર્યું. પરંતુ અમારાં શ્રીઅંગ પર ત્યારે એક એક ભગવો ઝભ્ભો હતો, અને ઉદાસી સંપ્રદાયને ભગવાં સામે જબ્બર વાંધો હોય છે. ભગવાં પહેરનાર સાધુઓ પ્રત્યે તેમને જબરો દ્વેષ હોય છે. તેઓ પોતાના રાખ ચોળેલા અવધૂત માર્ગને જ શ્રેષ્ઠ માને છે, તે વાત અમે જાણતા ન હતા, નહિ તો ભગવાં વસ્ત્ર ન પહેરતાં થોડી રાખ ચોળીને જ બેસી જાત. પરંતુ હવે ઉપાય શો ? એક ઘરડા સાધુએ આ ગૂંચવાયેલા કોકડાનો ઉકેલ કરીને કહ્યું કે અમે જો તેમની પાંસે દીક્ષા લઈ ઉદાસીના સેવક ગણાઈએ તો ભગવાં સાથે સમાધાની થઈ શકે. અમે ભક્તિ ગદ્‌ગદ્ કંઠે તેમ કરવાનો સ્વીકાર કર્યો. અમને દીક્ષા દેવાની તૈયારી થઈ. એક સાધુ એક મોટા વાડકામાં એક વાટકી ખાંડનું પાણી કરીને આવ્યો. જેઓ મઠના અધ્યક્ષ હતા તેમણે આ ખાંડના પાણીમાં પોતાનો અંગૂઠો ડુબાવી અમને તે પીવાને માટે આપ્યું. અમે તે ચટપટ પી ગયા. પછી વૃદ્ધે અમને **एक ओंकार सत्‌नाम कर्त्ता पुरुष** વગેરે મંત્ર બોલાવીને અમારી પીઠ પર એક ધપ્પો મારીને કહી દીધું કે આજથી તમે ઉદાસી સંપ્રદાયના થયા. દીક્ષાકાર્ય પૂર્ણ થવાથી અમારાં ભગવાં, વસ્ત્રનો દોષ નાશ પામ્યો. અમે પણ ભક્તિ, વિસ્મય અને હરખથી અમારા નવા ગુરુજીની ચરણરજ માથે લઈને ' કડા પ્રસાદ'ની શોધમાં બહાર નીકળી પડ્યા.

અમે પાંચસાત બંગાલીઓએ અને આ ત્રીસપાંત્રીસ પંજાબી સાધુઓએ તીર્થદર્શનને માટે જાત્રા શરૂ કરી. પરંતુ રેલ્વે સ્ટેશને ઊતર્યા પછી જ્યારે પગરસ્તો શરૂ થયો ત્યારે જાણ્યું

કે કામ કાંઈ સહેલું નથી. કુશી નદીને કિનારે કિનારે ગાઢ જંગલ છે, અને તેની વચમાં થઈને પાંચ છ દિવસ સુધી દરરોજ સોળ સોળ માઈલ ચાલતાં ચાલતાં મારે પગે તો રસ ઊતર્યો! પરંતુ સાધુઓને તો નહિ કંટાળો કે નહિ થાક. મોઢેથી દીન વચન પણ ઉચ્ચારે નહિ. દિવસોના દિવસો સુધી તડકો માથે લઈને તેઓ રમતાં રમતાં ચાલ્યા જાય છે.

તરાઈ વટાવીને ધીમે ધીમે નેપાળના એક નાના શહેરમાં આવી પહોંચ્યા. ગામનું નામ હનુમાનનગર હતું. રહેવાસીઓ લગભગ બધા જ હિંદુસ્થાની હતા. મારવાડીઓની પણ અનેક દુકાનો હતી પરંતુ અમલદારો બધા જ ગુર્ખા હતા. શહેરના રસ્તાઓ બહુ સ્વચ્છ અને સાફ હતા અને મોટા રસ્તાની ધારે ફૂટપાથ પણ હતો. હું છોકરો હતો ત્યારથી નેપાળ એક જંગલી દેશ છે એવું ધારતો હતો, પણ તે દિવસે તે ધારણા એકદમ નષ્ટ થઈ ગઈ. સ્વતંત્ર હિંદુ રાજાના રાજ્યમાં આવી પહોંચ્યો છું એ વિચારે મન જાણે નાચવા ને કૂદવા લાગ્યું. ભક્તિભાવે નેપાળની ભૂમિ પર માથું નમાવી મોં ફાડી સ્વતંત્ર દેશની પુષ્કળ હવા ખાઈ લીધી. દેશ સાચે જ સુંદર છે!

ગામડાં પાસે થઈને જતી વખતે મેં જોયું કે ઝૂંપડાંઓ પણ આપણા દેશનાં ઝૂંપડાંઓ કરતાં બહુ સુંદર હતાં. જે તરફ જુઓ તે તરફ જાણે સૌંદર્ય હિલોળા લઈ રહ્યું છે. કોઈ પણ ઠેકાણે જરા વિષાદ કે દૈન્યની છાયા માત્ર નથી. ગામ વાસીઓ સાધુઓના ચુસ્ત ભક્તો છે. એક દિવસ ચાલતાં ચાલતાં તાવ આવવાથી એક ગામની પાસે ખેતરમાં પડયો હતો. મારો સાથી ગામમાં પાણી લેવા ગયો હતો, તે પોતાનો મોટો લોટો ભરીને દૂધ લઈ આવ્યો. તરસ્યા સાધુને પાણી અપાય કે?

મારા સાંભળવામાં આવ્યું કે નેપાળમાં સાધુઓનો જબરો દાબ હતો. ભૂખ્યા થયા હોય તો સાધુઓ ગમે તે ઠેકાણેથી ખાવાનું ઉઠાવી લઈ જઈ શકે છે. તે માટે તેઓને રાજદરબારમાં સજા થતી નથી.

'ધૂણી સાહેબે' પહોંચીને જોયું તો ચારે બાજુએ માત્ર શાલ વન હતાં ! એક ઉદાસી સાધુ–બાવા પ્રીતમદાસ બહુ સમય પહેલાં અહીં સિદ્ધિ પામ્યા હતા, તેથી તેમની ધૂણી આજ સુધી બળે છે; અને તે જ ધૂણી પરથી એ જગ્યાનું નામ પણ પડ્યું છે. અનેક જાતની અદ્ભુત અદ્ભુત વાતો મારા સાંભળવામાં. બાવા પ્રીતમદાસના બે શિષ્યોએ તેમની પાસે કેરી ખાવા માગતાં તેમણે સિદ્ધિના બળથી બે શાલ વૃક્ષ પર કેરીઓ લગાડી હતી અને ત્યારથી જ તે બે શાલ વૃક્ષોને હજી પણ એકાદ બે કેરીઓ લાગે છે! ગંજિકાસિદ્ધિ કંઈ જેવી તેવી વાત છે !

ત્રણ દિવસ તે સિદ્ધપુરીમાં વાસ કરી વળી નરલોકમાં પાછા આવ્યા. બાંકીપુરમાં અમારા બેચાર સ્નેહી મિત્રો મળ્યા હતા. તેમણે રાજગૃહમાં અમોને રહેવા માટે મઠ બનાવી આપવાની ઇચ્છા બતાવી. પરંતુ બંગાળ દેશની ભૂમિ અમારી નાડી પકડીને ખેંચી રહી હતી. અમે રવાના થઈ ગયા. પાછા ફરતાં માર્ગમાં એક વર્તમાનપત્રમાં વાંચવામાં આવ્યું કે ઢાકાના મેજિસ્ટ્રેટ એલન સાહેબને કોઈએ ગોળીથી ઠાર કર્યા છે. અમે સમજી ગયા કે આ વખતે મામલો બહુ દૂર સુધી જવાનો.

બાગમાં આવીને જોઉં છું તો બારીન્દ્ર ત્યાં ન હતો. તે કોંગ્રેસ માટે સૂરત ગયો હતો. સૂરતમાં સેવાનો લંકાકાંડ થશે તે મેદિનીપુરની કોન્ફરન્સમાં જતાં જ હું જાણી ગયો હતો !

એક બે દિવસ પછી બારીન પાછો આવ્યો. સૂરતમાં નરમ, ગરમ, અતિગરમ બધી જાતના નેતાઓ એકત્ર થયા હતા. તેમની સાથે વાતચીત કરી બારીન જે સાર લાવ્યો હતો તે તેણે એક વાક્યમાં જ કહી દીધો—"ચોર; મારા બેટા ચોર."

એકકે અવાજે અમે બધા પુકારી ઊઠ્યા :—

"કેમ ? કેમ ? કેમ ?"

બારીને કહ્યું : "આટલા દિવસ સુધી બેટાઓ છાંટ મારતા હતા કે તેઓ બધા તૈયાર છે; માત્ર બંગાળને જ ખાતર તેઓ બેસી રહ્યા છે. જઈ ને જોયું તો બધું સૂમસામ, ક્યાંય કંઈ નથી; જુવાનિયાઓ કંઈક કંઈક કરવાનો પ્રયત્ન કરે છે, તે પણ નેતાઓથી છુપાવીને. ખૂબ કસીને દીકરાઓને સુણાવી આવ્યો છું !"

લાંબા વખતથી સાંભળતો આવ્યો હતો કે પીંઢારીઓ એકદમ તલવાર ખોલીને બેઠેલા છે, અને આજે આ પોકળની વાત સાંભળી મારું મન ખૂબ વિલાઈ ગયું. પરંતુ બારીને કહ્યું :

"કુછ પરવા નહિ. એઓ સાથે આવ્યા તો સારું અને નહિ તો એકલો જાને રે ! આપણે બંગાળ દેશમાંથી જ પાંચ વરસમાં ગોરિલા યુદ્ધ શરૂ કરી દઈશું. લાગી જાઓ બધા આજથી છોકરાઓ ભેગા કરવામાં."

આથી ચારે બાજુએથી એકદમ દોડધામ શરૂ થઈ ગઈ. ધીમે ધીમે નવા નવા છોકરાઓ આવવા લાગ્યા, પરંતુ અમારી પાછળ પોલીસ લાગી છે એમ માનવાને પણ ઘણાં કારણો હતાં. છોકરાઓને જુદે જુદે સ્થાને રાખવાના પ્રયત્નો પણ થયા પરંતુ આટલાં બધાં ઘર ભાડે રાખવાના પૈસા ક્યાં ? વૈદ્યનાથની પાસે ખેતરની વચમાં એક નાનું ઘર ભાડે રાખીને તે જ જગ્યાએ બૉંબનો અડ્ડો ઉઠાવી જવાનું નક્કી થયું. બાગ

મુખ્યત્વે કરીને નવા છોકરાઓના અભ્યાસનું જ સ્થાન થઇ ગયો. બાંબના અડ્ડામાં ઉલ્લાસકર અડ્ડાપતિ થઈ બેઠો. હું વિધાત્રી બનીને છોકરાઓની ચોકી કરવા લાગ્યો. બારીન્ સદાનો કામઢો રહ્યો. તેને એક જગ્યાએ સ્થિર થઈને બેસવાનો હુકમ વિધાતાએ આપ્યો ન હતો. તે બધાં કામન મથકોની દેખરેખ રાખવા દોડાદોડ કરવા લાગ્યો.

આ વખતે એક દુર્ઘટનાથી મારું મન બહુ ખાટું થઇ ગયું. અમારો એક છોકરો એકાએક મરી ગયો. અમારી પાસે જેટલા છોકરાઓ હતા તે બધામાં કદાચ તે જ સૌથી બુદ્ધિમાન હશે. તેની પ્રકૃતિમાં એવું એક તત્ત્વ હતું કે જે તેને જોતું તે તેને ચાહ્યા વિના રહી શકતું નહિ. તેના મરણન સમાચાર સાંભળી માથાથી કમર સુધી કરોડમાં જાણે કંઇ એકદમ ઊતરી પડ્યું. એક પ્રકારના આંધળા ક્રોધ અને ક્ષોભથી મન ભરાઈ ગયું. મન માત્ર આર્તનાદ કરી કરીને કહેવા લાગ્યું: "છો બધું ચૂલામાં જતું, છો બધું ચૂલામાં જતું!"

વૈદ્યનાથ તેને જોવા ગયો હતો. ત્યાં મન ચોંટ્યું નહિ. અંધકારમય માર્ગ રોજ રોજ બધુ અંધકારમય થતો જતો હતો, તે હું બરાબર સમજ્યો.

પરંતુ ઉપાય ન હતો.—ચાલ્યે જ છૂટકો. ભૂખ્યા, અધભૂખ્યા દુઃખમાં અને પ્રિયજનનાં ભીષણ મૃત્યુમાંથી પણ દુર્ગમ પથ પાર કરવો જ પડશે. આ વિવાહનો મંત્ર જ એ છે!

બહાર કામકાજ તુમુલ વેગથી ચાલવા લાગ્યું: પરંતુ મનમાં કોણ જાણે કેમ શક્તિનો જરા અભાવ લાગવા માંડ્યો. આ ભર દરિયે ઝંપલાવ્યું છે પણ એનો પાર ક્યાં? આ આટલા બધા છોકરાઓને ધીમે ધીમે મરણના મોંમાં ધકેલી

લઈ જઈએ છીએ, પણ મરણનો ભય શું અમારા પોતાના મનમાંથી ખરેખર જ ભૂંસાઈ ગયો છે? અને કદાચ તેમ હોય તોપણ રોજ રોજ આંધળાની માફક છોકરાઓને ક્યાં ખેંચી લઈ જઈશું? માર્ગ અમારી પોતાની આંખને જ ધીમે ધીમે અંધકારમય થતો લાગે છે! બારીનના મનમાં આ વખતે શું થતું હતું, તે બરાબર જાણતો નથી. કોઈ પણ દુઃસાહસના કાર્યમાં તેને હજી સુધી ભયથી પાછો હઠતો જોયો નથી. તો પણ તેય કોઈ કોઈ વાર અંતરમાં ઊતરી જઈ શક્તિ ભેગી કરવાને માટે વ્યાકુળ થઈ જતો હતો, એમ લાગતું. કોઈ એક વસ્તુની ઉપર ભાર નાંખીને નિશ્ચિન્ત થઈ જવાત તો અમારા ખભા પરનો બોજો જાણે જરા હલકો થઈ જાત. હવે આટલા માટે જ મને લાગે છે કે જે સાધુની પાસે ગૂજરાતમાં તેણે દીક્ષા લીધી હતી તેમને આ વખતે એકવાર બંગાળમાં આવ• વવાને વિનંતી કરતો પત્ર લખ્યો.

સને ૧૯૦૮ ના ફેબ્રુઆરી માસમાં સાધુ માણિક-તોલા બાગમાં આવી પહોંચ્યા.* બે ચાર દિવસ સુધી અમારો કારભાર જોઇને તેમણે કહ્યું–"તમે જે માર્ગ લીધો છે તે ઠીક નથી. અશુદ્ધ મનથી આ કામમાં જોડાશો તો નકામી ખુનામરકી થવાનો સંભવ છે. આ સ્થિતિમાં જેઓ દેશના નેતા થવા માગતા હોય તેમણે અંધની માફક કામ કરવું પરવડશે નહિ. ભવિષ્યનો પડદો જેમની આંખ આગળથી જરા ખસી ગયો છે, ભગવાન પાસેથી જેઓ આદેશ પામ્યા છે તેઓ જ આ કામના ખરા અધિકારી છે. તમારામાંથી કેટલાક જણે આ આદેશ પામવા માટે સાધના કરવી પડશે."

સાધનાની ફરમાસ સાંભળી છોકરાઓ એક બીજાનું મોં

જોવા લાગ્યા, આદેશ કશી ચીજ નથી અંગ્રેજો સાથે યુદ્ધ કરવું છે તેમાં વળી ભગવાનને માટે આટલી તાણાતાણ શાની?

સાધુએ કહ્યું—" આ સાધના બધાને માટે નથી. માત્ર આગેવાનોને માટે જ છે. જેઓ દેશના લોકોને માર્ગ બતાવનાર છે તેમણે પોતે તો માર્ગ જાણવો જોઇએ. દેશને સ્વતંત્ર કરવા માટે પુષ્કળ લોહી રેડવાની જરૂર છે–એ વાત ખરી ન પણ હોય."

લોહી રેડયા વિના દેશોદ્ધાર થશે એ વાત અમને એકદમ દંડા પહોરના ગપાટા જેવી લાગી! અમે સહેજ ડહાપણભર્યું હાસ્ય કરીને પૂછ્યું,–" એ તે કદી બને?"

સાધુએ કહ્યું,–" જુઓ, બાપુ, જે વાત હું કહું છું તે હું જાણું છું તેથી જ કહું છું. તમે જે ઉદ્દેશને માટે કામ કરો છો તે સિદ્ધ થશે, પરંતુ જે ઉપાયે તમે ધારો છો તે ઉપાયે નહિ, મારી વીસ વરસની સાધનાના ફળથી હું આ જાણું છું. એક વખત ચારે તરફ સ્થિતિ એવી થઈને ઉભી રહેશે કે સમસ્ત રાજ્યભાર એની મેળે જ તમારા હાથમાં આવી પડશે. તમારે માત્ર શાસન વ્યવસ્થા પ્રણાલી ઘડી લેવી પડશે. મારી સાથે તમો કેટલાક જણ આવો; સાધનાનું પ્રત્યક્ષ ફળ જો કંઈ ન પામો તો પાછા ચાલ્યા આવજો."

તે દિવસે સાધુના ગયા પછી અમારામાં ચર્ચા ખૂબ વધી ગઈ. બારીને માથું હલાવી કહ્યું–" કદી નહિ. કામ હું છોડીશ નહિ. લોહી રેડયા વિના ભારતનો ઉદ્ધાર એ માત્ર એમનો ખોટો ખ્યાલ છે. સાધુની બીજી બધી વાત હું માનું છું–માત્ર આ જ નહિ."

પરંતુ મારું મન સાધુની વાતથી પુષ્કળ પલળી ગયું હતું.

જુઓ તો ખરા, એ રસ્તો કોઈ રીતે સહેલો થતો હોય તો!
પોતાના મનનું જ્યાં સુધી સમાધાન થતું નથી ત્યાં સુધી કોઈ
કામકાજમાં જ મન લાગતું નથી!

મેં બીજા એક બે છોકરાઓને લઇને સાધુ સાથે જવાનું
નક્કી કર્યું હતું. સાધુ એક દિવસ બારીનને સમજાવવા આવ્યા,
પરંતુ પારકાનો ઉપદેશ ગ્રહણ કરવાની ટેવ બારીનને મૂળથી જ
નથી. કોઈ રીતે બારીનને ફેરવી ન શકવાથી આખરે સાધુએ
કહ્યું–" આ માર્ગ જો નહિ છોડો તો તમારા ઉપર થોડા
જ દિવસમાં ભીષણ વિપત્તિ આવી પડશે."

બારીને બે હાથ હલાવીને કહ્યું–" કદાચ પકડીને ફાંસી
દેશે. એથી તો વધારે નહિને? તેને માટે તો તૈયાર જ છું."

સાધુએ માથું ધુણાવી કહ્યું,–" જે બનવાનું છે તે મૃત્યુથી
પણ ભીષણ છે."

તે દિવસની સભા આટલેથી જ વીખરાઈ. સાધુએ પાછા
જવાનો દિવસ નક્કી કર્યો, પરંતુ તે દિવસ જેમ જેમ પાસે
આવતો ગયો તેમ તેમ મારા પગ પણ બાગ છોડીને જવાની
બાબતમાં ઢીલા પડતા ગયા. સ્ત્રી, પુત્ર, ઘરબાર છોડીને આવ્યો
હતો, તે કઠણ નહોતું લાગ્યું, પરંતુ જેઓએ અમને જોઈને
માબાપનો સ્નેહ, ભવિષ્યની આશા એટલું જ નહિ પણ પ્રાણની
મમતાને સુદ્ધાં ત્યાગી હતી, તેમને છોડીને આજે ક્યાં નાસી
જાઉં? અનેક આશા, આકાંક્ષા, પ્રીતિ, ઉત્સાહ આ બાગની
સાથે જડાઇ ગયેલાં છે. આજે તૈયાર કરેલી વસ્તુને છોડીને
ક્યા અજાણ્યા દેશમાં પોતાનું લક્ષ્ય શોધવા બહાર જાઉં?
નક્કી કરેલે દિવસે સાધુની સાથે અમારું જવાનું થયું નહિ.
માર્ચ માસની અધવચમાં તેઓ એકલા જ ખિન્ન મને પાછા ગયા.

# પ્રકરણ ૪થું

સાધુના ચાલ્યા જવા પછી ફરીથી તૂટેલા મનને સાંધીને કામકાજમાં લાગી ગયા. અમે તે વખતે નક્કી કર્યું હતું કે આખા દેશમાં પોતાનાં મથકો સ્થાપીને દેશની શક્તિ સારી રીતે એકત્રિત કરી ત્યાર પછી વિપ્લવના કાર્યનો આરંભ કરી દેવો. પરંતુ દેશના લોકોને મગજે ત્યારે લોહી ચઢી ગયું હતું. દૂરના આદર્શ તરફ લક્ષ્ય રાખીને મૂંગે મોઢે બધી લજ્જા, અપમાન અને દુઃખ સહન કરવું એ કેટલી કઠણ સાધના છે, તે ભુક્તભોગી વિના બીજા સમજી ન શકે. દેશ ત્યારે તે પાઠ ન હતો ભણ્યો—હજી પણ ભણ્યો છે શું?

ધીમે ધીમે નાણાં ભેગાં કરવાં, એ મુશ્કેલ થઈ પડ્યું. કામ વધે છે. છોકરાંઓની સંખ્યા પણ વધે છે—પરંતુ પૈસા ક્યાં? એકાદ જણ ધનવાન કપ્તાનને હાથ કર્યા વિના હવે કામ ચાલે એમ નહોતું! પરંતુ તેમને સંતોષવા જતાં એકાદ બડા લાટ અથવા છોટા લાટને માથે બોંબ નાખવો પડે!

આવવા જવાનો ખરચ ઓછો કરવા માટે બોંબનો અડ્ડો

દેવઘરથી કલકત્તામાં ઉઠાવી લાવવો પડ્યો: ત્યાં લોકોની આવજા ઓછી થાય અને પોલીસની નજર ન પડે એટલા માટે ભવાનીપુરમાં બીજા એક ઘરમાં જૂના છોકરાઓને રાખવાની વ્યવસ્થા કરવામાં આવી. બાગમાં મુખ્યત્વે કરીને નવા છોકરાઓ જ રહ્યા.

પણ સેંકડો પ્રયત્ને પણ અમે પોલીસની નજર ચુકાવી શક્યા નહિ.

પોલીસને અમારા ઉપર શક છે, એમ માનવાને અનેક કારણો મળવા લાગ્યાં. બાગની આસપાસ જાતજાતના અજાણ્યા લોકો ફરતા જોવામાં આવતા. રસ્તે જતી વખતે પણ એક બે જણ પાછળ પાછળ ચાલતા હોય. એક દિવસ ચાલતાં ચાલતાં ફરીને જોયું તો મોટી મોટી મૂછો ઉપર થઈને બે ગોળ ગોળ આંખો મારા તરફ તાકી તાકીને જોઈ રહી હતી. જે તરફ જાઉં તે તરફ એ બે આંખો મારી પાછળ આવવા લાગી. આખરે ભીડમાં ભળી જઈને તે દિવસે ગમે તેમ કરી તે શનિશ્ચરની દૃષ્ટિમાંથી છુટકારો પામ્યો.

માણિકતોલાના સબ ઇન્સ્પેકટર સાહેબ પણ કોઈ કોઈ વાર બાગમાં આવી અમારી સાથે વાતચીત કરી જતા, પરંતુ અમે તેમના પર નકામો શક લાવતા હતા. તેઓ બાગને આખર સુધી બ્રહ્મચારીનો આશ્રમ જ માનતા હતા.

આવી રીતે બીજો એક મહિનો વહી ગયો. આખરે મુઝફ્ફરપુરમાં બોંબ પડવાની સાથે સાથે જ બાગનું આવરદા પણ પૂરું થયું.

તે દિવસની વાત મને હંમેશાં યાદ રહેશે. એક તો વૈશાખ માસનો પ્રખર તાપ, તેમાં વળી આખો દિવસ ભટકી

ભટકીને સાંજ પછી જ્યારે બાગમાં પાછા આવ્યા ત્યારે હાથ, પગ અને પેટ બધાં જ એકે અવાજે મને ગાળો ભાંડવા લાગ્યાં હતાં. સ્વયં યમરાજ જો તેમના પાડાની ખાંધે ચડીને મારી ઉપર ધસી આવત તો યે હું એક પગલું ખસીને બેસત કે કેમ એ વિષે મને સંદેહ છે. બધાની જ લગભગ આ એક જ દશા હતી. પરંતુ પેટની લાય સહુથી ભયંકર છે. રોટી પકાવીને ખાધા વિના ચાલે એમ જ નહોતું. અમારી પાસે રાંધનાર કે ચાકર હતા નહિ કે ફરી આવીને પીરસેલા ભાણા પર બેસી જઈએ. રસોઈ કરવી, કપડાં ધોવાં, ઓરડીનો કચરો વાળવો, બધું જ અમારે પોતાને હાથે કરવું પડતું. છોકરાઓ ઉતાવળા ઉતાવળા રાંધવા બેસી ગયા અને અમે કલ્પનાના રથમાં બેસીને ભારતનો ઉદ્ધાર કરવા નીકળી પડ્યા. પરંતુ તે દિવસે અમારા ઉપર શનિની એવી કોપાયમાન દૃષ્ટિ હતી કે ભાત ઉતારવાની વખતે હાંડી ફસકાઈ ગઈ અને બધો ભાત જમીન પર પડી ગયો. છોકરાઓ હો હો કરીને હસી પડ્યા. મેં જાણ્યું કે તે દિવસે વિધાતાએ નસીબમાં અન્ન લખ્યું નહિ હોય. પેટમાં ત્રણ ઢીક મારીને કોકડું વળીને સૂઈ રહ્યો. પરંતુ બારીન્દ્ર હમેશાં કામમાં ગૂંથાઈ રહે તો—હારી જાય એવું પૂતળું નથી. તે તે જ રાત્રે દસ વાગે બાળવાનાં લાકડાંને અભાવે વર્તમાનપત્રો બાળીને ભાત રાંધવા ગયો. રાતના અગિયાર વાગે ભાત ખાવા બેસીએ છીએ એટલામાં અમારા એક મિત્ર કલકત્તાથી કૂદતા કૂદતા આવી પહોંચ્યા. શા સમાચાર? તેઓ કોઈ સારા માણુસ પાસે સાંભળી આવ્યા હતા કે પોલીસ થોડા જ વખતમાં બાગની જડતી લેનાર છે, એટલે અમારે બાગ છોડીને બીજે

ઠેકાણે ચાલ્યા જવું જોઈએ. તથાસ્તુ; પરંતુ રાતના તો પગ પકડીને ખેંચીને બહાર ના કાઢે તો કોઈ બાગ છોડવાને તૈયાર થાય એમ નહોતું આથી એમ નક્કી થયું કે કાલે સવારે બધાએ પોતપોતાનો રસ્તો સંભાળવો. પરંતુ બારીન્દ્ર કેટલાક છોકરાઓને સાથે લઈને તે જ રાત્રે કોદાળી ખાંધે નાખીને જે બેચાર રાઇફલ અને રિવોલ્વર બહાર પડેલી હતી તેને જમીનમાં દાટી આવ્યો. અમને સૂતાં રાતના બાર વાગી ગયા.

* * *

લગભગ ચાર વાગ્યા હશે તો પણ કંઈક ગ્રીષ્મના તાપથી અને કંઈક મચ્છરના ડંખથી સૂતાં સૂતાં પછાડા માર્યા કરતા હતા. એટલામાં કેટલાક લોકોને ધમધમ કરતા દાદર પર ચડતા સાંભળ્યા; અને ત્યારપછી થોડીવારમાં બારણાં પર ઘા પડ્યા. ધમ–ધમ–ધમ બારીન્દ્રે ઉતાવળા ઉતાવળા ઊઠીને બારણું ઉઘાડ્યું કે તરતજ એક અપરિચિત યુરોપિયન અવાજે પ્રશ્ન કર્યો :

"Your name ?" [ તમારું નામ ? " ]

"Barindra Kumar Ghose." [ બારીન્દ્ર કુમાર ઘોષ. ]

હુકમ થયો,—" બાંધો ઇસ્કો."

હું સમજી ગયો કે ભારત ઉદ્ધારનું પ્રથમ પર્વ અહીં જ સમાપ્ત થયું. તો પણ માણસને જબલગ શ્વાસ તબલગ આશ. પોલીસ પહેરાવાળાઓ ઘરમાં પેસીને જે કોઈ મળે તેને પકડતા હતા, પરંતુ ઘરમાં હજી યે અંધારું હતું. વિચાર કર્યો કે Now or never ( ચૂક્યા તો ગયા ). બીજે એક બારણે થઈને વરંડામાં જઈને જોયું તો ચારે બાજુએ દીવા

સળગાવી પોલીસ પહેરાવાળાઓ ઊભેલા હતા. રસોડાંની એક ભાંગેલી બારીમાંથી બહાર કૂદી પડાય એમ હતું. ત્યાં જઈને ડોકિયું કરીને જોયું તો નીચે બે પોલીસ ઊભેલા. હાયરે! અકર્મીનો દડિયો કાણો. લાચારીથી વરંડાની પાસે એક નાની ઓરડી હતી તેમાં જ ભરાઈ ગયો. ઓરડી ભાંગાંતૂટાં લાકડાંથી ભરેલી હતી. જ્યાં જાય ઊકો ત્યાં દરિયો સૂકો. વંદા ઊંદર સિવાય બીજું કોઈ ત્યાં રહેતું ન હતું. ધારીને જોયું તો એક બારી આગળ એક જૂનો કંતાનનો પડદો ઝૂલ્યા કરતો હતો. તેને ઓથે ઊભાં ઊભાં બારીની ફાટમાંથી પોલીસ પહેરાવાળાઓની પ્રવૃત્તિ જોવા લાગ્યો. તે રાત જાણે નીઠતી જ નહોતી.

ધીમે ધીમે કાગડા બોલ્યા; એકાદ કોયલ પણ બોલી હશે. પૂર્વ દિશા જરા સ્વચ્છ થતાં મેં જોયું કે બાગ લાલ પાઘડીઓથી ભરાઈ ગયો છે. કેટલાક ગોરા સાર્જન્ટો હાથમાં મોટી મોટી ચાબુકો લઈને ફરે છે; પડોશના કેટલાક બિચારા ગાડીવાળાઓને જડતીના સાક્ષી થવાને માટે પોલીસ અમલદારો સાથે લઈ આવ્યા હતા. તેઓ એક ભારી શરીરવાળા ઇન્સ્પેક્ટર સાહેબની પૂંઠે પૂંઠે "હજુર, હજુર" કરતા કરતા દોડતા હતા. તળાવના ઘાટ પર આવેલા એક મોટા આંબા નીચે અમારા હાથ બાંધેલા છોકરાઓ બબ્બેની જોડીમાં બેઠા હતા, અને ઉલ્લાસકરે તેઓમાં બેઠાં બેઠાં ઇન્સ્પેક્ટર સાહેબનું વજન ત્રણ મણ હશે કે સાડા ત્રણ મણ, તે સંબંધી શોધપૂર્ણ ચર્ચા શરૂ કરી દીધો હતો.

ધીમે ધીમે છ વાગ્યા, સાત વાગ્યા; હું હજી પણ પરદાનશીન બીબીની માફક પરદાને ઓથે જ હતો. વિચાર આવ્યો કે આ વખતે જો અમલદારો મને ભૂલી જાય તો

કેવું સારું ! પરંતુ એ વૃથા આશા લાંબો વખત પોષવી પડી નહિ. અમારા સ્થૂલકાય ઇન્સ્પેકટર સાહેબે બૂટના શબ્દથી પાસેનો ઓરડો કંપાવતા કંપાવતા આવીને મારા ઓરડાનું બારણું ખોલી નાખ્યું. રખેને શ્વાસનો અવાજ થાય એ બીકે મેં નાક દાબી ધર્યું. પરંતુ પોલીસની ઘ્રાણશક્તિની બલિહારી છે ! સાહેબે સીધા આવીને મારી લજ્જા નિવારણ કરતા પડદાને ખસેડી નાખ્યો. ત્યાર પછી તરત જ ચારે આંખોનું મિલન થયું.—કેવું સ્નિગ્ધ ! કેવું મધુર ! કેવું પ્રેમમય ! સાહેબે તો દિગ્વિજયી વીરની માફક ઉલ્લાસથી એક વિરાટ "Hurrah" "હુર્ રે" નો પુકાર કર્યો. તે પુકારની સાથે સાથે જ ચાર પાંચ સિપાઈઓ ત્યાં આવીને ઊભા. કોઈએ મારા પગ ધર્યા, કોઈએ મારા હાથ ધર્યા તો કોઈએ મારું માથું ધર્યું. ત્યાર પછી ખાંધે ઊંચકીને હુલુધ્વનિ * કરતા કરતા મને એકદમ હાથ બાંધેલા છોકરાઓની વચમાં બેસાડી દીધો. મારા હાથ બાંધવાનો હુકમ થયો. જે પોલીસ મારો હાથ બાંધવા આવ્યો—હરિ ! હરિ !—તે અમારી 'વન્દેમાતરમ્' ઑફિસનો પહેલાંનો નોકર હતો ! કેટલીય વાર મને બાબુ કહીને સલામ કરી ચા પાતો. આજ મારા હાથ બાંધવા આવતાં તેણે બીચારાએ પણ લજ્જાથી મોં ફેરવ્યું.

આ તરફ જડતી લેતાં લેતાં ગઈ રાત્રે દાટેલી રાઇફલ બૉંબ બહાર નીકળ્યાં. બીજી કોઈ વસ્તુ કેથે દાટેલી છે કે નહિ તે જાણવા માટે પોલીસે છોકરાઓ ઉપર દબાણ કરવા માંડયું. તે જોઈને બારીન્દ્રે ઈન્સ્પેકટર જનરલ પ્લાઉડન

* માંગલિક પ્રસંગે બંગાળની સ્ત્રીઓ મોઢેથી 'હુલુલુલુ એવો અવાજ કરે છે તે.

આગળ ફરિયાદ કરી. સાહેબે હસીને તે વાત ઉડાવી દીધી. અને કહ્યું: "You must not expect too much from us." "અમારી પાસેથી બહુ આશા રાખશો નહિ."

તે દિવસે જુદા જુદા થાણામાં લઈ જઈને અમને પૂરી રાખવામાં આવ્યા. નસીબમાં ત્રણ પૂરી સિવાય બીજું કાંઈ હતું નહિ. બીજે દિવસે સવારે સિ. આઈ. ડિ. પોલીસ ઑફિસમાં ગયા. ત્યાં સાંભળ્યું કે બાગ સિવાય બીજી બેત્રણ જગ્યાએ જડતી કરવામાં આવી હતી, અને અમારી સાથે સંબંધ ન હતો એવા અનેક માણસોને પણ પકડવામાં આવ્યા હતા. ડેપ્યુટી સુપરિન્ટેન્ડન્ટ રામસદય બાબુએ અમને આકડ સાસુની જેમ વહાલ અને જતનથી લઈ લીધા. તેમને હાથે બાંધેલું એક મોટું ઢોલકના જેવું માદળિયું બહાર કાઢીને કહ્યું કે તેમાં પ્રખ્યાત સાધક કમલાકાંતના વંશના છે, અને આ માદળિયામાં કમલાકાન્તની સર્વ-વિઘ્ન-વિનાશક ચરણજ રહેલી છે. અમારે માથે તે માદળિયું અડાડીને આશીર્વાદ આપી કોઈવાર હસીને તો વળી કોઈવાર રડીને કમલાકાન્તના વંશજે અમને સમજાવી દીધું કે ત્રણે લોકમાં અમારો તેમના જેવો કોઈ મિત્ર ન હતો. તેઓ અમારાં કામકાજ પ્રત્યે ઊંડી સહાનુભૂતિ ધરાવતા હતા! તોપણ શું કરે, પેટની ખાતર— ઈત્યાદિ. બાગબજારના બીજા એક ઇન્સ્પેકટર બાબુએ અશ્રુનીરથી ગાલને ભીંજવી ગદ્‌ગદ કંઠે અમને જણાવી દીધું કે અમને પકડીને તેમણે જે કસાઈવૃત્તિ કરી હતી, તે માટે તેઓને અંતરમાં બહુ દુઃખ થતું હતું! કહેવાની કાંઈ જરૂર નથી કે અમારી પાસેથી ગુનાની કબૂલાત કઢાવી લેવી એ જ આ બધા અભિનયનો ઉદ્દેશ હતો. કાયદાકાનૂન સંબંધી અમારું

ાન એટલું પ્રચંડ હતું કે અમારો વધ કરવામાં તેઓને બહુ
ાહેનત પડી નહિ. ઉલ્લાસે કહ્યું કે જે બધા બહારના લોકો
મમારી સાથે પકડાઈ ગયા છે તેમને બચાવવાને માટે બધી
મરી વાત કહી દેવી જરૂરી છે. ઉલ્લાસને ખાત્રી હતી કે અમે
મરી વાત કહીશું કે તરત જ ધર્માત્મા પોલીસ અમલદારો
ને-ખરી માની બીચારાઓને છોડી દેશે. બારીન્દ્રે કહ્યું :
' આપણો અધ્યાય તો અહીં જ પૂરો થઈ ગયો, હવે આપણે
ું કરતા હતા તે દેશના લોકોને કહી જવું જરૂરનું છે." આ
ધી વાતો ઉપર વિચાર અને તર્ક ચાલતા હતા એટલામાં
ાય બહાદુર રામસદય હાથે લખેલો એક કાગળ લઈ ને દાખલ
યા. મોટા ઉત્સાહથી તેઓ બોલ્યા : "આ જુઓ ભાઈ,
મચંદ્રનો એકરાર (Statement) તેણે બધી જ વાતોનો
વીકાર કર્યો છે." કહેવાની કાંઈ જરૂર નથી કે વાત તદ્દન
ૂઠી હતી. હેમચંદ્રનો કહીને જે એકરાર (Statement)
મેમણે અમને સંભળાવ્યો તે આખો જ તેમના મનનો ઘડેલો
ાતો. પરંતુ અમારી બુદ્ધિની સ્થિતિ ત્યારે એવી શોચનીય
ાતી કે આ બધી વાત અમારી પાસેથી ગુનાની કબૂલાત
ારાવવાને માટેનો અભિનય માત્ર છે, એટલું સમજી ન શકયા.
મમે એક બે બનાવો માટે અમારી જવાબદારી સ્વીકારી તે
ાતને માટે છુટકારો પામ્યા.

બીજે દિવસે બપોરની વખતે જ્યારે અમને લાલબજારની
ાલીસ કોર્ટમાં હાજર કરવામાં આવ્યા ત્યારે ધરપકડનો ઉશ્કેરાટ
ાહુ ઓછો થઈ ગયો હતો. છોકરાઓમાંના ઘણાનાં મોં સુકાઈ
ાયાં હતાં. એક છોકરાએ પાસે આવીને કહ્યું : "દાદા, પેટમાં
મરી લાય લાગી છે! કાલે આખા દિવસમાં પેટમાં ભાત ગયો

નથી. બપોરે માત્ર થોડા મમરા ખાવા આપ્યા હતા." બારીન્દ્ર ઊછળ્યો. પાસે જ ઇન્સ્પેક્ટર વિનોદ ગુપ્ત ઊભા હતા તેમને કહ્યું : "અમને શા માટે દુઃખી કરો છો ?" વિનોદ ગુપ્તે ઉતાવળા ઉતાવળા "એઈ, એ લાઓ, ઓ લાઓ," કરીને એક સબ ઇન્સ્પેકટર બાબુ પર ખાવાનું લાવવાનો હુકમ છોડયો; સબઇન્સ્પેકટર બાબુ હેડ કૉન્સ્ટેબલ ઉપર અને હેડ કૉન્સ્ટેબલ એક અભાગિયા કૉન્સ્ટેબલ ઉપર હુકમ કરી સરી ગયા. પરિણામે ફરી ફરી તાકીદ કરતાં એક પ્યાલો પાણી વિના બીજું કાંઈ આવી પહોંચ્યું નહિ. વિનોદ ગુપ્તને તે વાત જણાવતાં તેઓ એક કાલ્પનિક કૉન્સ્ટેબલ ઉપર લીંબુની ફાડ જેવી આંખો લાલ કરી ગાળોનો વરસાદ વરસાવતા વરસાવતા કોણ જાણે કયાં અંતર્ધાન થઈ ગયા તે અમને ખબર જ પડી નહિ.

પોલીસ કોર્ટની લીલા પૂરી થયા પછી અમને ગાડીમાં પૂરીને અલિપુરના મૅજિસ્ટ્રેટની કોર્ટમાં હાજર કરવામાં આવ્યા. ન્યાય અને ધર્મની દષ્ટિએ જોતાં મારે કબૂલ કરવું જોઈએ કે રસ્તામાં પોલીસ અમલદારોએ અમને બબ્બે કચોરી અને એકેક સિંગાડું * ખાવા આપ્યાં હતાં એટલું જ નહિ પણ મૅજિસ્ટ્રેટ સાહેબની આગળ એકરાર (Statement) કરતી વખતે ગળું સુકાઈ ન જાય એટલા માટે કોઈ કોઈને તો એક એક પ્યાલો પાણી સુદ્ધાં આપ્યું હતું! પણ એ તો મૅજિસ્ટ્રેટે ધમકાવ્યા પછી થયું.

કોર્ટમાં જઈને જોયું તો મૅજિસ્ટ્રેટ બર્લી (Birley) સાહેબ વિકટ વદને ઊંચા માચડા પર બેઠા હતા. મુખ જાણે સફેદ

* શિંગોડાના આકારનું કણકના પડમાં બટાટા વગેરે ભરીને તળેલું ખાદ્ય.

આરસનું બનાવેલું હતું. જોતાં જ મનમાં થયું કે જાણે એક મૂર્તિમાન શાસનયંત્ર જ ન હોય. તેમણે અમારા એકરારો (Statements) લખી લઈને પૂછ્યું : "તમે શું એમ માનો છો કે તમે હિંદુસ્તાન પર રાજ્ય કરી શકો ?"

આ સાંભળીને આટલાં બધાં દુઃખમાં પણ જરા હસવું આવ્યું. મેં પૂછ્યું : "સાહેબ, દોઢસો વરસ પહેલાં શું તમે હિંદુસ્તાન પર રાજ્ય કરતા હતા ? અથવા શું તમારા દેશમાંથી અમે રાજકર્તાઓ ઉછીના લાવતા હતા ?"

સાહેબને જવાબ બહુ ગમ્યો નહિ એમ લાગ્યું. તેમણે વર્તમાનપત્રોના ખબરપત્રીઓને અમારી સાથે થયેલી તેમની આ બધી વાતચીત છાપવાની મના કરી.

કોર્ટમાંથી ગાડીમાં ગોંધાઈને જ્યારે અલિપુર જેલના દરવાજા આગળ પહોંચ્યા ત્યારે સાંજ થઈ ગઈ હતી, ખોરાક પણ લગભગ પૂરો થઈ ગયો હતો. પરંતુ જેલરબાબુએ ક્યાંકથી ભેગાં કરીને એક એક મૂઠી ભાત અને થોડી થોડી દાળ અમને ખાવાને આપી. લગભગ બે દિવસના ઉપવાસ પછી એક મૂઠી ભાત પણ જાણે અમૃત જેવો લાગ્યો.

# પ્રકરણ ૫ મું

જે રાત્રે જેલમાં જઈ પહોંચ્યા તે રાત્રે પછી સારું ઓટું કાંઈ વિચારવા જેવી અમારી સ્થિતિ ન હતી. પકડાયા પછી બારીન્દ્રે કહ્યું હતું : "My mission is over–મારું કામ પૂરું થયું છે!" પરંતુ તે વાતનો પડઘો મારા પોતાના મનમાં ક્યાંય પડ્યો નહિ. દેશનું કામ તો બધું જ બાકી!— માત્ર અમારું જ કામ પૂરું થયું! પ્રાણભરી હજારો આકાંક્ષાઓ, કેટલીયે વિચિત્ર કલ્પનાઓ સાથે "યુગાન્તર" ઘડવા ઊતરી પડ્યા હતા—એક ધરતીકંપથી બધું જ ભોંય ભેગું થઈ ગયું! આ જગતમાં માત્ર પહેરાવાળાની લાલ પાઘડી જ સત્ય : બાકી બીજું બધું જ માયા ? ભૂતકાળનાં કેટલાંય સ્મરણો આતશ-બાજીની જેમ મગજમાં તરવરવા લાગ્યાં. યાદ આવ્યું કે ત્રણ ચાર મહિના સુધી આખા દેશમાં ખડે પગે ભમી ભમીને સુકાયેલે અને થાકેલે શરીરે એક દિવસ ઘેર પાછો ફરેલો ત્યારે માએ મારા મોં તરફ જોઈને અભિમાનથી કહેલું : "દીકારાને હવે મારો—માનો રાંધેલો ભાત ભાવતો નથી! તું ક્યાંનો ક્યાં

દીનદુઃખીની માફક ભટકતો ફરે છે, બાપુ 'સારાં ઘર'નો છોકરો, આખરે શું કોઈ દિવસ પોલીસ પકડીને અપમાન કરશે!" આજ ખરેખર પોલીસે પકડીને 'અપમાન' કર્યું. વળી પેલા પહેરાવાળાની વાત યાદ આવી કે જેણે આવતાં આવતાં કહ્યું હતું : "બાબુજી, તમે જો થોડી ગોળી છોડી તો અમે બધા જ નાસી જાત." ખરું! ચુપચાપ તદ્દન બકરાંનાં ટોળાંની માફક પકડાઈ ગયા. એ દુઃખ તો મરશું તોયે મટવાનું નથી! એક પોલીસ સાર્જન્ટે મશ્કરી કરીને કહ્યું હતું : "એ લોકો એટલા ડાહ્યા કે બાગમાં ઊંઘતી વખતે રસ્તા ઉપર એક પહેરો ભરનાર સુદ્ધાં રાખતા નથી." આ શબ્દો આખી રાત માથામાં ઘૂમવા લાગ્યા; પરંતુ અત્યારે હવે પહોંચો કરડ્યા વિના બીજો ઉપાય ન હતો. એક વખત ઉલ્લાસની ઉપર ક્રોધ ચઢ્યો. પોલીસની ટોળી જ્યારે પહેલી બાગમાં દાખલ થઈ ત્યારે તે જાગી ઊઠ્યો હતો; ધારત તો તે નાશી પણ જઈ શકત. પરંતુ નિર્વિકાર સાક્ષી સ્વરૂપ બ્રહ્મ પુરુષની માફક તેણે બધું ચુપચાપ બેઠાં બેઠાં જોયા કર્યું; નાસી જવાનું તેને સૂઝ્યું જ નહિ.

તે રાત આવી દુશ્ચિન્તામાં જ પૂરી થઈ ગઈ. સવારે ઊઠીને કોટડી (Cell)ની બહાર ડોકિયું કરી જોયું તો નરક એકદમ ગુલજાર બની ગયેલું! અમારા બધા અડ્ડાના છોકરાઓ આવી પહોંચ્યા હતા. વધારામાં પાંચ સાત અજાણ્યા છોકરાઓ પણ જોવામાં આવ્યા. આ વળી ક્યાંની આમદાની? એકને પૂછ્યું : "એ ભાઈ, તું કોણ છે?"

છોકરાએ રડવા જેવા થઈ જઈને કહ્યું : "જી, મારું ઘર માણિકતોલામાં છે. તમારા બાગની પાસે સવારે જરા મૉર્નિંગ

વૉક લેવા ગયો હતો; એટલે સાલાઓ મને પકડી લાવ્યા છે. મૉર્નિંગ વૉક લેવી એ આવું ભારે મહાપાપ છે, એ હું જાણતો ન હતો.”

મેં જોયું કે નગેન સેનગુપ્ત અને તેના ભાઈ ધરણીને પણ પોલીસે જેલમાં પૂર્યા છે. બીચારા 'બૉંબ'નો 'બ' સુદ્ધાં જાણતા ન હતા. પોલીસને બૉંબના અડ્ડાનો પત્તો મળ્યો છે, એમ માનીને ઉલ્લાસકર બૉંબને ક્યાં સરકાવી દેવા તે નક્કી ન કરી શકવાથી બાળમિત્ર નગેનને ઘેર બૉંબની એક પેટી મૂકી આવ્યો હતો. પેટીમાં સાપ છે કે દેડકો એની નગેનને અથવા ધરણીને સહેજ પણ ખબર ન હતી. તેમને બચાવવાને માટે જ ઉલ્લાસે પોલીસ આગળ બધી વાત કબૂલ કરી હતી. ઉલ્લાસને ખાત્રી હતી કે ખરી વાત જાણ્યા પછી પોલીસ અમલદારો નગેન અને ધરણી ઉપર મુકદ્દમો નહિ ચલાવે. પોલીસ બરાબર ધર્મપુત્ર યુધિષ્ઠિરના વંશજો નથી એ વાત અમારાં મગજમાં સારી રીતે નહોતી ઊતરી.

ધીમે ધીમે પોલીસે જુદા જુદા જિલ્લાઓમાંથી અનેક છોકરાઓને લાવીને હાજર કર્યા. શ્રીહટ્ટમાંથી સુશીલ સેન અને તેના બે ભાઈઓ ધીરેન અને હેમચંદ્ર આવ્યા. સુશીલને અમે પહેલાં ઓળખતા હતા, પરંતુ તેના બે ભાઈઓને આ પહેલાં કદી જોયા ન હતા. માલદહથી કૃષ્ણજીવન, જશોહરથી બીરેન ઘોષ, અને ખુલનાથી સુધીર.પણ આવી પહોંચ્યો.

વળી અમારા જૂના મિત્ર પંડિત હૃષીકેશ પણ આવી પહોંચ્યા. હૃષીકેશ મારો ડફ કૉલેજનો સહાધ્યાયી હતો. કૉલેજમાંથી અંગ્રેજી સરસ્વતી માતાનો બૉયકૉટ કરી હું જ્યારે સાધુગીરી કરવા બહાર નીકળ્યો, ત્યારે પંડિત હૃષીકેશે ભાવની

ઉત્કટતાને લઈને નિમતલાના ઘાટના ગંગાજળનો સ્પર્શ કરીને પ્રતિજ્ઞા કરી કે બધાં સત્કર્મમાં તેણે મારા સાથી થવું. એક તો નિમતલાનો ઘાટ—મોટું તીર્થજ કહેવાય; તેમાં વળી ગંગા માતા એકદમ જાગ્રત દેવતા : ત્યાં લીધેલી પ્રતિજ્ઞા તે કદી અફળ જાય ખરી : ગંગા માતાએ કયા ખરાબ ચોઘડિયામાં તેની પ્રતિજ્ઞા સાંભળીને 'તથાસ્તુ' કહી દીધું હતું તે હું જાણતો નથી, પરંતુ તે દિવસથી આજ સુધી પંડિત હૃષીકેશ મારી પાછળ જ લાગી રહેલા છે. શાસ્ત્રમાં કહ્યું છે કે ઉત્સવમાં, વ્યસનમાં, દુકાળમાં, રાષ્ટ્રવિપ્લવમાં, રાજદરબારમાં અને સ્મશાનમાં, જે સાથે ઊભો રહે તે જ મિત્ર! હૃષીકેશનાં લગ્નમાં અને તેના પુત્રનાં અન્નપ્રાશનમાં હું પૂરી ખાઈ આવ્યો છું. દુકાળની વખતે બે જણે સાથે દુ:ખીની સેવા કરી હતી; બન્ને જણા સાથે સાધુ થઈને ફર્યા હતા; મહેતાજીપણું પણ કર્યું હતું, આજે રાષ્ટ્રવિપ્લવ કરવા જતાં એક સાથે બંને જણા પોલીસને હાથે પકડાઈ ગયા. ભવિષ્યમાં બન્નેને એક જ શ્રીધામ આન્દામાનમાં વાસ કરવો પડશે એ આ વખતે જાણતો ન હતો. મિત્રાચારીનાં બધાં લક્ષણો મળ્યાં છે, માત્ર સ્મશાન બાકી રહ્યું છે! નિમતલાનું વ્રત હવે નિમતલામાં પૂરું કરી આવીને જ હું નિશ્ચિન્ત થઈશ.

જવા દો એ ભવિષ્યની વાતને. જેલમાં જઈને બે દિવસ વિશ્રામ લઉં ન લઉં એટલામાં તો પંડિત હૃષીકેશને વિશાળ દેહ ડોલાવતા ડોલાવતા આવી પહોંચેલા જોયા. તેમનો માણિકતલા બાગ સાથે કશો ગાઢ સંબંધ હતો નહિ; અમારાં કામો વિષે તે માત્ર થોડું જાણતો હતો. બાગના કાગળ પત્રોમાં એક બે જગ્યાએ તેનું નામ મળતાં પોલીસે વહેમ લાવી

તેને પકડયો હતો. પરંતુ ગંગાજલને સ્પર્શ કરીને લીધેલી પ્રતિજ્ઞા કાંઈ થોડી અફળ થવાની હતી! તેને આન્દામાન જવું જ પડશે. પોલીસે જ્યારે તેને મૅજિસ્ટ્રેટ આગળ લઈ જઈને હાજર કર્યો ત્યારે તેનો બ્રાહ્મણ પંડિતના જેવો ભોળિયો ચહેરો જોઈને મૅજીસ્ટ્રેટે તેને નિર્દોષ જ ધાર્યો હતો. પરંતુ મૅજિસ્ટ્રેટનું મોઢું જોતાં વેંત જ મારા મિત્રનો મિજાજ બગડી ગયો. મહામાન્ય સરકાર બહાદુરનું રાજ્ય અને રાજનીતિ સંબંધી મારા મિત્રે મૅજિસ્ટ્રેટ આગળ જે બધી માન્યતાઓ પ્રગટ કરી હતી તે હવે આ જગ્યાએ ઉતારીને આ વૃદ્ધ વયે પીડામાં પડવાની મારી ઇચ્છા નથી. પૂર્વ બંગાળના છોટાલાટ ફુલર સાહેબની ટોમ ફૂલરી (Tom Foolery) ની સમાલોચનાથી માંડીને લોર્ડ મોર્લીના પિતૃ-શ્રાદ્ધની વ્યવસ્થા સુધીનું સર્વ તેમાં હતું. પંડિતજીનું ભાષણ સાંભળીને મૅજિસ્ટ્રેટે તેમને જેલમાં એક જુદી કોટડીમાં પૂરીને તેમના રાજનૈતિક મતોને સંસ્કારવાનો હુકમ આપ્યો.

એક અઠવાડિયામાં શ્રીમાન દેવવ્રત આવી હાજર થયા લગભગ એક વરસ પહેલાં તેઓ 'યુગાન્તર' સાથેનો સંબંધ છોડી દઈને 'નવશક્તિ' ના સંપાદકનું કામ કરતા હતા. 'નવશક્તિ' બંધ થયા પછી પોતાનું સાધન ભજન કરતા ઘરમાં બેસી રહેતા હતા. બહારના લોકો સાથે બહુ મેળાપ રાખતા નહિ. "અદ્રી કે હું શિખર ભૂમિયે ચાલતું હોય" તેની માફક તેઓ પણ એક દિવસ સુપ્રભાતે જેલમાં હાજર થઈ ગયા.

પોલીસ કોર્ટમાં સાંભળ્યું હતું કે જે દિવસે અમે પકડાયા તે જ દિવસે અરવિંદ બાબુને પણ પકડવામાં આવ્યા હતા. પરંતુ અમે જેલના જે ભાગમાં પુરાયેલા હતા ત્યાં તેઓ

જોવામાં આવ્યા નહિ. અમારા સાંભળવામાં આવ્યું કે તેમને બીજા ભાગમાં પૂરી રાખવામાં આવ્યા હતા.

હૃષીકેશને જે દિવસે પોલીસ પકડી લાવ્યા તેના એક બે દિવસ પહેલાં શ્રીરામપુરથી ગોસ્વામીઓના ઘરના નરેન્દ્રને પણ પકડી આણ્યો હતો. તે અમારી સાથે એક જ જગ્યાયે પુરાયેલો હતો.

અમારા બાગની એક નોટબુકમાં એક નામ લખેલું હતું ચારુચન્દ્ર રાય ચોધુરી. ખુલનાના ઇન્દુભૂષણને અમે ચારુ કહીને બોલાવતા. પોલીસ તે જાણ્યા વિના ચારૂચન્દ્ર રાય ચોધુરીની શોધમાં ફરવા લાગી. આખરે એવું નક્કી થયું કે ચન્દનનગરની ડુપ્લે કૉલેજના અધ્યાપક શ્રીયુત ચારુચન્દ્ર રાય તે જ ચારુચન્દ્ર રાય ચૌધુરી. મને લાગે છે કે કાનાઇલાલ દત્ત અને હું તેમના શિષ્યો હતા, તેમ જ અમારું બન્નેનું ઘર પણ ચન્દનનગરમાં હતું, એ જ ચારુબાબુનો અપરાધ હતો. જેમના શિષ્યો આવા રાજદ્રોહી હોય, તે માણસ 'રાય' હોય કે 'રાયચૌધુરી' હોય તેમાં શું થઈ ગયું ? તેમને તો પકડવા જ જોઈએ !

જવા દો એ વાત. થોડા દિવસમાં જ એક એક કરીને પોલીસ લગભગ ત્રીસ પાંત્રીસ જણાને જેલમાં ખેંચી લાવી. ત્રણ ચાર કોટડીઓમાં ત્રણ ત્રણ જણને રાખ્યા; બાકી બધાઓને માટે જુદી જુદી કોટડીઓની ગોઠવણ થઈ.

ધરપકડનો ઉશ્કેરાટ શાન્ત પડતાં લગભગ અઠવાડિયું વીતી ગયું. શાન્ત થઈને જોયું તો લગભગ સાત હાથ લાંબી અને પાંચ હાથ પહોળી એક કોટડીમાં અમે ત્રણ પ્રાણીઓ પુરાયેલાં હતાં. મારા સિવાયના બન્ને છોકરાઓ જ હતા;

એકની ઉંમર વીસેક વરસની અને બીજાની પંદર વરસની. પહેલો નલિનીકાન્ત ગુપ્ત, પ્રેસિડન્સી કૉલેજનો ચોથા વરસનો વિદ્યાર્થી હતો. તદ્દન સાત્ત્વિક પ્રકૃતિનો અને ભલો છોકરો હતો; અને બીજો શચીન્દ્રનાથ સેન, નેશનલ કૉલેજમાંથી ભાગી ગયેલો વિદ્યાર્થી હતો અને છેક બાળક હતો એમ કહીએ તોય ચાલે. તે જ કોટડીના એક ખૂણામાં શૌચાદિને માટે બે ટોપલીઓ હતી. ત્રણેય જણને ત્યાં હાજતે જવું પડતું હતું; આથી એક જણ આ અનિવાર્ય અશ્લીલ કર્મ કરવા જાય એટલે બીજા બન્ને જણને આંખ મીંચીને બેસી રહેવા સિવાય બીજો ઉપાય ન હતો. કોટડીની સામે એક નાનો વરંડો હતો ત્યાં હાથમોં ધોવાની અને નાહવા ખાવાની ગોઠવણ હતી. વરંડાની સામે મસ લાંબું આંગણું અને ત્યાર પછી ગગનચુંબી કોટ. કોટ અમારી આંખનાં શૂળરૂપ હતો. તે જાણે ઘડીએ ઘડીએ બૂમ પાડીને કહેતોઃ "તમે કેદી છો. જ્યારે મારા હાથમાં આવ્યા છો ત્યારે હવે તમારો છૂટકો જ નથી."

કોટની ઉપર થઈને થોડુંક આકાશ અને એક પીપળાની ટોચ જોઈ શકાતી હતી. જેલખાનાનું કવિત્વ માત્ર આટલાંને જ અવલંબીને રહેલું હતું, બાકી બધું જ તદ્દન શુષ્ક ગદ્ય. અને બધાંથી જડબાંતોડ ગદ્ય તો ખાવાની વ્યવસ્થા હતી. વહેલે દિવસે તે જોઈને હસવું આવ્યું, બીજે દિવસે ગુસ્સો ચડયો, ત્રીજે દિવસે રડવું આવ્યું. સવારના પહોરમાં ઊઠી એ એટલે જ એક પ્રચંડ કાળો જુવાન બાલદીમાંથી સફેદ સફેદ કાંઈક થોડું અમારી લોઢાની થાળીમાં રેડી ગયો. મારા સાંભળવામાં આવ્યું કે એ જ અમારો બાલભોગ અને અલીપુરની ભાષામાં

તેને *'લપસી' કહે છે. 'લપસી' વળી શું છે, બાબા! શચીને દૂરથી જ જરા પરીક્ષા કરીને કહ્યું : "ઓહો, આ તો પીણમાં ભેળેલો ભાત છે!" બીજે દિવસે જોયું તો દાળની સાથે ભળી જઈને 'લપસી'એ પીળો રંગ ધર્યો હતો, ત્રીજે દિવસે જોયું તો તે રાતી હતી. મેં સાંભળ્યું કે તેમાં ગોળ નાખવામાં આવ્યો હતો અને તે જ અમારા નાસ્તાનું બાદશાહી સ્વરૂપ હતું. સાડા દસ વાગ્યે એક ટીનની વાડકી ભરીને રંગુની ચોખાનો ભાત, થોડીક તુવેરની દાળ, અને બીજો કંઈક પાતરાં અને ડીચાંનો બફેટો અને જરા પનું. સાંજે પણ તે જ મુજબ માત્ર પનું નહિ.

ડૉકટર સાહેબ અને જેલર બાબુ અમારી મુલાકાતે આવતા વેંત જ અમે એક પ્રચંડ ઉદરનૈતિક હિલચાલ શરૂ કરી દીધી. ડાકટર સાહેબ જાતે આઇરીશ હતા અને પૂરેપૂરા સભ્ય હતા. અમારી બધી વાતો શાન્ત થઈને સાંભળીને કહ્યું કે ઉપાય નથી. જેલના કેદીઓનો ખોરાક સરકારના હિસાબે, નક્કી કરેલો છે. કોઈની પણ તબિયત બગડે તો તેઓ ઇસ્પિતાલમાંથી જુદો બંદોબસ્ત કરી શકશે. પરંતુ સારી સ્થિતિમાં બીજો ખોરાક આપવાનો તેમનો અધિકાર નહતો. જેલરબાબુએ કહ્યું: "જેલની વાડીમાં બટાટા, વેગણ, કોળાં, કાંદા વગેરે બધાં શાક તો થાય છે. જેલનો ખોરાક કાંઈ ખરાબ નથી." શચીન તદ્દન ચોકખું પકડાવી દે એવો હતો. તેણે કહ્યું : "વાડીમાં થાય છે તો બધું જ, પણ દીટાં ડાંખળાં સિવાય બાકી બધું રસ્તો ભૂલીને બીજી જગ્યાએ ચાલી જતું હોય એમ લાગે છે."

* આપણી જેલોમાં 'કાંજી' કહેવાતો પદાર્થ.

મેં જોયું કે માંદા પડયા વિના હવે બીજો ઉપાય નથી. આથી અમે બધા માંદા પડવા લાગ્યા. રોજ ને રોજ નવો રોગ ક્યાંથી શોધી કાઢીએ ? પેટમાં ચૂંક ચાલવી, માથું દૂખવું હૃદય ધડકવું, શરીરનું દૂખવું, આ બધાં જ જ્યારે એક પછી એક પૂરાં થઈ ગયાં, ત્યારે બહાર દેખાય નહિ એવો રોગ શોધવામાં અમારાં મગજ કામે લાગી ગયાં રોગ તો કાંઈ જોઈએ જ નહિ તો જીવ બચે એમ નહતું. ડાકટર સાહેબ આવતાં પંડિત હૃષીકેશે જણાવ્યું કે તેમની ડાબી આંખનું ઉપરનું પોપચું ત્રણ દિવસથી ફરકયા કરે છે. આથી તેઓ બહુ જ હેરાન થતા હતા એમાં કશો સંદેહ ન હતો. તેમને લાગતું હતું કે ઇસ્પિતાલના ખોરાક વિના તેમનો બચવાનો બીજો ઉપાય ન હતો. ડાકટર બીચારા હસીને એવી ગોઠવણ કરી ચાલી ગયા.

એકાએક અમે બીજો પણ એક રસ્તો શોધી કાઢયો. તે એ કે પૈસા જો હોય તો કેદખાનામાં બેઠાં બેઠાં બધું જ મળી શકે એમ હતું. જેલના પહેરાવાળા અને રસોઈયાના હાથમાં યત્કિંચિત્ દક્ષિણા આપતાં જ ભાતમાંથી કે માછલીનું શાક અને રોટલીની ચોડમાંથી કાંદા બટાકાનું શાક નીકળી આવતું, એટલું જ નહિ પણ પહેરાવાળાની પાઘડીમાંથી પાન ચિરૂટ નીકળતાં પણ જોયાં હતાં !

એક મોટી અગવડ એ હતી કે એક કોટડીનાં માણસો સાથે બીજી કોટડીના માણસોને વાત કરવાની છૂટ ન હતી. શરૂઆતમાં છુપી રીતે થોડી ઘણી વાત કરતા તેથી પહેરા-વાળાને બહુ કનડગત થતી. તેઓ જેલર આગળ રિપોર્ટ કરવાનો ભય દેખાડવા લાગ્યા. પરંતુ એકાએક એક દિવસ મારા જોવામાં આવ્યું કે તેઓ શાન્ત અને સભ્ય બની ગયા

હતા, અમે બૂમો પાડીને વાતો કરતા તો પણ તેઓ સાંભળી શકતા ન હતા. તપાસ કરતાં જણાયું કે અમારામાંના એક મિત્રે રૂપાની ગોળી વતી તેમના કાનનાં છિદ્રો બંધ કરી દીધાં હતાં. જેલર અથવા સુપરિન્ટેન્ડન્ટ આવે તે વખતે તેઓ જ અમને ચેતાવી દેવા લાગ્યા. રૂપાનો અનન્ત મહિમા છે એમ આટલા દિવસ સુધી કાને જ સાંભળ્યું હતું, તેનો આ વખતે પ્રત્યક્ષ પુરાવો મળતાં માનવ જન્મ સફલ થયો. પરંતુ એક દુઃખ જરા મટે ન મટે એટલામાં તો બીજા દુઃખે દેખા દીધી.

અમારા જેલમાં આવ્યા પછી જેલમાં સિ. આઇ. ડિ. ના અમલદારોના શુભાગમનનો આરંભ થયો હતો. તેમની વાતચીત સાંભળીને મનમાં થતું કે જાણે અમારાં વીરત્વ અને ગૌરવથી તેમની છાતી ફૂલીને દશ હાથ ઊંચી થઈ ગઈ હતી. અમારા તરફ સહાનુભૂતિથી જાણે તેમનો પ્રાણ ફાટફાટ થતો હતો. તેમની વાત એવી મુલાયમ હતી અને હાવભાવ એવા મનમોહક હતા કે તે સાંભળતાં અને જોતાં વેંત જ મનમાં થતું કે આ લોકો અમારા પૂર્વજન્મનના પરમ આત્મીય છે. તો પણ પકડાયા તેને બીજે દિવસે તેમને ઘેર એક રાત રહ્યા હતા ત્યારે આ છળકપટનો પરિચય સારી પેઠે મળી ગયો હતો, એટલે જ બચવા પામ્યા. એ લોકોની આઠેક દિવસની આવજા પછી નરેન્દ્ર ગોસ્વામીનું કુતૂહલ જાણે એકાએક વધી ગયું. બંગાળા સિવાય હિંદુસ્તાનમાં બીજે કેથે વિપ્લવનું મથક છે કે નહિ, અને છે તો ત્યાંના નેતાઓનાં નામ શું—ઇત્યાદિ અનેક જાતના પ્રશ્નો તે અમને પૂછવા લાગ્યો. જેલના અધિ-કારીઓમાંના એકાદ જણની વાતચીત પરથી હું સમજી ગયો કે કયાંક કંઈ ગોટાળો શરૂ થયો છે.

હૃષીકેશે એક દિવસ આવીને મને કહ્યું : “ બે ત્રણ વિચિત્ર મદ્રાસી અથવા પીંઢારી બીંઢારીનાં નામો નહિ બનાવ આપે ? ”

“ કેમ ? ”

“ મને લાગે છે કે નરેન પોલીસને ખબર આપે છે; થોડ વિચિત્ર નામો બનાવી આપીએ તો બેટાઓ આખા દેશમાં સસ- લાનાં શિંગડાં શોધ્યા કરશે. ” તેમ જ થયું. મહારાષ્ટ્રીય મથકન સભાપતિ શ્રીમાન પુરુષોત્તમ નાટેકર થયા, ગૂજરાતના સભાપતિ કિશનજી ભાવજી અથવા એવો કોઈ થયો; પરંતુ મદ્રાસને ભાર કોણ લે ? મદ્રાસી નામ તૈયાર કરવું કઠણ છે ! વર્તમાન પત્રોમાં ત્યારે ચિદમ્બરમ્ પિલેનું નામ જોવામાં આવ્યું હતું હૃષીકેશે કહ્યું : “ જ્યારે ચિદમ્બરમ્ મદ્રાસી નામ હોઈ શ તો વિશ્વમ્ભરમે શાં પાપ કર્યાં ? અને પિલેને બદલે યકૃત અથવા એવું કાંઈ બીજું મૂકી દઈશું એટલે પત્યું. ”

# પ્રકરણ ૬ ઠું

જાત જાતની કલ્પનાઓ ચાલતી હતી એટલામાં એકાએક એક દિવસ અમારું ભાગ્ય ઊઘડી ગયું. જેલના અમલદારોએ હુકમ કર્યો કે ૪૪ ડીગ્રીમાંથી બીજે સ્થાને લઈ જઈને અમને ભેગા રાખવા. ભાગ્ય-વિધાતા આમ એકાએક પ્રસન્ન કેમ થઈ ગઈ તે તે જ જાણે, પરંતુ અમે તો હસી હસીને ગાંડાતૂર થઈ ગયા ! ભેટાભેટી, ગળે બાઝાબાઝી, કૂદાકૂદ અને બૂમાબૂમ શાંત થતાં જ એક કલાક વીતી ગયો. ત્યાર પછી શાન્ત થઈને જોયું તો ત્રણ પાસે પાસેની કોટડીઓમાં અમને રાખવામાં આવ્યા હતા; તેમાંની આજુબાજુની બે નાની હતી અને વચલી પ્રમાણમાં મોટી હતી. અરવિન્દ બાબુ અને દેવવ્રતના જેવા જેઓ પ્રમાણમાં ગંભીર પ્રકૃતિના હતા તેઓએ પાસેની બે કોટડીઓમાં આશ્રય લીધો, અને અમારા જેવા જેઓ બિન-જવાબદાર હતા તેઓ વચમાંની મોટી કોટડીમાં અડ્ડો જમાવી આખો દિવસ ચાલે એવા મહોત્સવની તૈયારી કરવા લાગ્યા. મેદિનીપુરના શ્રીયુત હેમચન્દ્ર દાસ પણ અમારી સાથે આવી

મળ્યા હતા. હેમચન્દ્ર સાથે પહેલાં કદી પણ વિશેષ પરિચય થાય એવો અવસર મળ્યો નહતો. આ વખતે પાસે આવ્યા ત્યારે મેં જોયું કે જેમના માથાના વાળ પાકે, બુદ્ધિ પણ પાકે પરંતુ ઉમ્મર વધે નહિ, તેવા માણસોમાંનો હેમચન્દ્ર એક હતો. અસાધારણ શક્તિની સાથે બાલસુલભ ચપળતા મળવાથી જે કોઈ અદ્‌ભુત ચરિત્ર ઉત્પન્ન થાય છે, તેવું જ હેમચન્દ્રનું પણ હતું. એક બે દિવસમાં જ બધાની સંમતિથી તેઓ સર્વના ‘ હેમદા ’ થઈ પડ્યા. અમારી પાસેની બે ઓરડીઓમાં અભ્યાસ અને ધર્મચર્ચા ચાલવા લાગ્યાં, અને અમારો ઓરડો, નાચ, ગાન, હાસ્ય, હા હા હી હી, તમાસા અને ચોંટી ખણવાનું મથક થઈ પડ્યો. કહેવાની કાંઈ જરૂર નથી કે ઉલ્લાસકર અમારી સાથે જ હતો. અમે ઘરબાર છોડીને જેલમાં આવ્યા હતા, એ વાત તો આ ધાંધલમાં યાદ જ નહોતી આવતી.

કેટલાક દિવસ પછી સુખમાં વળી ઓર વધારો થયો. બહારથી પોલીસ બીજા કેટલાક જણને પકડી લાવી. એકંદરે અમે લગભગ ચાલીસ પિસ્તાલીસ જણ થયા. આટલા બધા માણસોને ત્રણ ઓરડીઓમાં પૂરવા જતાં કાળી કોટડીની બીજી આવૃત્તિ જ કરવી પડે ! ડાકટર સાહેબે કહ્યું કે એક વાર્ડ ખાલી કરીને અમને બધાને ત્યાં રાખવા, એટલે બધા જ ભેગા થઈ ગયા. નરક એકદમ ગુલજાર થઈ ગયું.

જેલના ખોરાક સંબંધી જાતજાતની ફરિયાદો કરવાથી ડાકટર સાહેબે અમારે માટે બહારથી ફળ, મૂળ અથવા મિષ્ટાન્ન મેળવવા મંગાવવાનો બંદોબસ્ત કરી આપ્યો હતો. સુશીલ સેનના પિતા ઘણે ભાગે કેરી, ફણસ અને મિષ્ટાન્ન મોકલતા. કલકત્તાની અનુશીલન સમિતિના છોકરાઓ પણ કોઈ કોઈ

વાર ઘી, ચોખા, મસાલો અને માંસ મોકલતા. સર્વ વિદ્યાસંપન્ન 'હેમદા' તે બધાંને હૉસ્પિતાલમાં લઈ જઈને પુલાવ × બનાવીને અમારાં ભૂરિ-ભોજનની ગોઠવણ કરી દેતા. કેરી અને ચાંપાં એટલાં બધાં આવતાં કે તે ખાઈને ખુટાડવાં ભારે થઈ પડતું; આથી એક બીજાને મોઢે અને માથે ચોપડવામાં તેનો સદુ-પયોગ કર્યા વિના બીજો ઉપાય જ નહતો.

સાંજે ગાયનનો અખાડો જામતો. હેમચન્દ્ર, ઉલ્લાસકર, દેવવ્રત વગેરે કેટલાક જણ સારું ગાઈ શકતા, પરંતુ દેવવ્રત ગંભીર પુરુષ હતો, એટલે કાંઈ બહુ ગાતો નહિ. બહુ આગ્રહ કર્યા પછી એક દિવસ તેનું પોતાનું રચેલું એક ગીત અમને સંભળાવ્યું હતું. ભારતવ્યાપી એક વિપ્લવને ઉદ્દેશીને જ તે રચાયેલું હતું. તેના સુરમાં એવી એક મોહિની શક્તિ હતી કે ગીત સાંભળતાં સાંભળતાં વિપ્લવનું રક્તચિત્ર અમારી આંખ સામે જાણે સ્પષ્ટ ખડું થતું. ગીત અને પદ્ય કદી પણ મને બહુ યાદ રહેતાં નથી, પરંતુ દેવવ્રતનાં તે ગીતની એક બે લીટી આજે પણ મનમાં ગૂંથાયેલી રહી છે :

" उठिया दाँडाल जननी !
कोटी कोटी सुत हुँकारि दाँडाल !
× × ×
रक्ते आँधारिल रक्तिम सविता
रक्तिम चन्द्रमा तारा,
रक्तवर्ण डालि रक्तिम अञ्जलि
वीर रक्तमयी धरा! कि वा शोभिल! "

× ઘી અને મશાલા નાખી મચ્છી માંસ સાથે કે તે વિના રાંધેલો ભાત.

[ભાવાર્થ—જનની ઊઠીને ઊભી! કોટી કોટી સંતાનો હુંકાર કરીને ઊભા! × × × રક્તવર્ણ સૂર્ય લોહીથી ઘેરાઈ ગયો: ચન્દ્ર અને તારા પણ લાલ થઈ ગયા, ફૂલની કટોરી પણ લાલ થઈ ગઈ, અને અંજલિ પણ લાલ થઈ ગઈ. વીરના લોહીથી ધરા કેવી શોભી ઊઠી!]

ગીત સાંભળતાં સાંભળતાં માનસ-ચક્ષુથી અમો સ્પષ્ટ રીતે જોઈ શકતા કે સમુદ્રથી હિમાચળ સુધી વ્યાપેલો ભાવોન્મત્ત જનસંઘ આ અભયવર દેનારીના સ્પર્શથી સિંહ ગર્જના કરીને જાગી ઊઠ્યો છે, માતાના રક્તચરણની આસપાસ ગગનચુંબી રક્તશીર્ષ રક્તફીણવાળા તરંગો ઘૂઘવાટા કરી રહ્યા છે. આકાશ અને પૃથ્વી ઉન્મત્ત રણવાદ્યથી કંપી ઊઠ્યાં છે. એમ લાગતું કે જાણે અમો સર્વ સંબંધથી મુક્ત છીએ—દીનતા, ભય. મૃત્યુ અમને કદી સ્પર્શ કરી શકવાનાં નથી.

ઘણા ખરા છોકરાઓ તે વખતે સ્વદેશી ગીતો ગાતા. તેમનો અદમ્ય ઉત્સાહ અને સ્ફૂર્તિને દાબી રાખવાં એ મુશ્કેલ હતું! શચીન સેન તેઓનો સરદાર હતો. જ્યારે તેની ઉંમર પંદર વરસની હતી ત્યારે તે માબાપનું કહ્યું ન સાંભળી બળજોરીથી કલકત્તા નેશનલ કૉલેજમાં દાખલ થયો હતો. પરંતુ તેના પ્રાણની ઊંડી ઊંડી આકાંક્ષા કૉલેજની વિદ્યાથી પૂરી ન થઈ. આખર ઘરથી નાસી આવીને તે બાગમાં સામેલ થયો. જેલમાં આવ્યા પછી ધુમરાણ મચાવી, કૂદા કૂદ કરી, ગીત ગાઈ, ખભે ચડી, કેરી અને ચાંપાંની ચોરી કરી તેણે માત્ર અમને જ બેજાર કરી મૂક્યા હતા એવું નહોતું, જેલના અધિકારીઓ પણ તેનાં ભાષણ અને ગાયનના ઉત્પાતથી અકળાઈ ઊઠ્યા હતા. રાતના બાર-એક વાગી ગયા હોય છતાં શચીનનું

ગાયન પૂરું જ ન થાય ! જેલર બાબુ તદ્દન ભલા માણુસ હતા. આટલા બધા ભદ્ર લોકના છોકરાઓને તેમની જેલમાં પૂરવામાં આવ્યા એથી તેઓ એકદમ મૂંઝાઈ ગયા હતા. એક તરફ સરકારી નોકરી, પેન્શન મળવાને હવે માત્ર એક વરસની જ વાર હતી—અને બીજી તરફ આંખની શરમ—આ બે બાજુની ખેંચતાણમાં પડીને તેમનું તો બીચારાનું આવી જ બન્યું હતું ! એક તો તેમણે પ્રૌઢ વયે ચોથી કે પાંચમી વાર લગ્ન કર્યું હતું અને તેમાં વળી રાતને વખતે છોકરાઓનાં ગાયનનો ઉત્પાત. એક દિવસ સવારે તેમણે તદ્દન ભલા માણુસની માફક આવીને વિનંતી કરી કે છોકરાઓને સમજાવી પટાવી અમે જરા શાન્ત રાખીએ તો સારું, કારણ કે રાતના ગૃહિણીના અને મચ્છરના ઉપદ્રવની સાથે છોકરાઓના ગાયનનો ઉપદ્રવ ભળતાં તેમને હવે એક વરસ જીવતા રહીને પેન્શન ભોગવવાનો વારો આવે એમ લાગતું નહોતું. આવી વિનવણી પછી શું કરી શકાય ? કથામાળા અને શિશુશિક્ષામાંથી અનેક સારા સારા ઉપદેશો છોકરાઓને સંભળાવીને બન્યું તેટલું કર્તવ્યપાલન કર્યું; પરંતુ સદુપદેશ પ્રમાણે કામ કરવાની બુદ્ધિસુદ્ધિ જ જો તેમનામાં હોત તો પછી ભારત ઉદ્ધાર કરવાની કુપ્રવૃત્તિ તેમના મગજને જ શાની સૂઝત ?

અરવિન્દ બાબુ, દેવવ્રત અને બારીન્દ્ર સિવાય બીજા બધા જ આ ઘોંઘાટમાં સામેલ થતા, છતાં કોઈ કોઈ વખત એઓ પણ બાકી રહી જતા ન હતા. પકડાયા પછી બારીન્દ્ર લગભગ આખો દિવસ એક ચાદર પાથરીને લાંબો થઈને પડી રહેતો. દેવવ્રત મળસ્કે ઊઠી પગ પર પગ ચઢવીને તેમ જ અચળપ્રતિષ્ઠ થઈને બેસી રહેતો. દશ વાગ્યા સુધી તે ચળાય-

માન થઈ શકતો નહિ. જમ્યા પછી પાછો ચાર પાંચ વાગ્યા સુધી ચુપચાપ બેસી રહેતો. કોઈ વાર વળી ગીતા અથવા ભાગવત વાંચતો. તેનો વખત આમ જ ચાલ્યો જતો. અરવિન્દ બાબુને માટે એક ખૂણો મુકરર થયેલો હતો. સવારનો બધો વખત તેઓ ત્યાં પોતાના સાધન ભજનમાં જ ગરકાવ થઈ રહેતા. છોકરાઓ બુમરાણ કરીને તેમને ચીઢવે છતાં તેઓ કાંઈ જ બોલતા નહિ. પાછલે પહોરે બે ત્રણ કલાક આંટા મારતાં મારતાં ઉપનિષદ્ અથવા બીજાં કોઈ ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરતા. તો પણ સાંજના એકાદ કલાકને માટે છોકરાઓની રમતમાં સામેલ થયા વિના તેમનો પણ છૂટકો થતો નહતો.

કાનાઈલાલ વગેરે ચાર પાંચ જણ ઊંઘવાનું કામ સાંજનાજ પતાવી લેતા. રાતના દસ અગિયાર વાગે જ્યારે બધા ઊંઘમાં પડેલા હોય ત્યારે તેઓ પોતાનાં બિછાનાં છોડીને ક્યાંક કોઈની મિઠાઈ, કેરી અથવાં બિસ્કુટ સંતાડેલી હોય, તેની શોધમાં ફરતા. જે દિવસ એવું કાંઈ મળતું નહિ તે દિવસે એક એક કટકો દોરડી લઈ કોઈના હાથ સાથે કોઈની કાછડી અથવા કોઈના કાન સાથે કોઈનો પગ બાંધી દઈ ને, ખેદયુક્ત મને સૂઈ જતા. એક દિવસ રાત્રે લગભગ એક વાગે ઊંઘ ઊડી જતાં જોઉં છું તો કાનાઈ એક જણના બિછાનાની ચાદરની તળેથી એક બિસ્કુટનો દાબડો ચોરી લઈને મહા આનંદથી કાખલી બજાવતો હતો. અરવિન્દબાબુ પાસે જ સૂતેલા હતા. આનંદના સશબ્દ પ્રદર્શનથી તેમની પણ ઊંઘ ઊડી ગઈ. કાનાઈએ તરત જ કેટલીક બિસ્કુટ લઈને તેમના હાથમાં ખોસી દીધી. બિસ્કુટ લઈ ને અરવિન્દબાબુએ ચાદરમાં મોં છુપાવ્યું. પછી નિદ્રાભંગની કશી નિશાની જોવામાં આવી નહિ! ચોરી પણ પકડાઈ નહિ!

રવિવારે અમારી સ્ફૂર્તિ જરા વધી જતી. સગાંવહાલાં અને બહારના અનેક લોકો અમને મળવા માટે આવતાં, આથી અનેક જાતના સમાચારો મળી જતા. મિઠાઈ પણ જોઈએ તેટલી મળતી. વિપુલ હાસ્યરસમાં કોઈ કોઈ વાર થોડો કરુણ રસ પણ દેખા દેતો. શચીનના પિતા એક દિવસ તેને મળવા આવ્યા હતા. જેલમાં કેવા પ્રકારનો ખોરાક મળે છે એમ પૂછતાં શચીને 'લપસી'નું નામ દીધું. રખેને 'લપસી'નું સ્વરૂપ પ્રકટ થતાં તેના પિતાના મનને દુઃખ થાય એ બીકથી શચીન 'લપસી'ના ગુણગાન કરતો બોલ્યો :

"'લપસી' બહુ પુષ્ટિકારક ચીજ છે." પિતાની આંખ આંસુથી ભરાઈ ગઈ. તેમણે જેલર બાજુ તરફ મોં ફેરવીને કહ્યું : "ઘરમાં મારો છોકરો પુલાવની વાટકી ઠોંસો મારી ફેંકી દેતો અને આજે 'લપસી' તેને મન પુષ્ટિકારક થઈ પડી!" છોકરાની આ સ્થિતિ જોઈને બાપના મનમાં શું થતું હશે તે હું ત્યારે પણ સારી રીતે સમજ્યો ન હતો, તો પણ તેનો ઝાંખો આભાસ પણ ન પામું તેમ પણ ન હતું. એક દિવસ મારાં સગાંવહાલાંઓ મારા છોકરાને મારી સાથે મેળાપ કરાવવા લઈ આવ્યાં હતાં. છોકરાની ઉમ્મર ત્યારે ફક્ત દોઢ વરસની હતી—બોલી પણ નહોતો શકતો. કદાચ આ જન્મમાં તેની સાથે ફરી મેળાપ ન થાય એમ ધારીને તેને ખોળામાં લેવાની બહુ ઇચ્છા થઈ હતી. પરંતુ વચમાં આવેલા લોઢાના સળિયાએ મારી ઇચ્છાને પૂરી થવા ન દીધી. કેદખાનાની ખરેખરી મૂર્તિ તે જ દિવસે મારી નજરે પડી! જવા દો એ વાતને.

આવી રીતે સુખે દુઃખે જેલખાનામાં અમારા દિવસો જવા લાગ્યા. પેલી તરફ મેજિસ્ટ્રેટની અદાલતમાં કેસ શરૂ થઈ ગયો.

રસ્તામાં લોકોની તો ઠઠ જામી; અદાલતમાં વકીલ બારીસ્ટર માતા નહોતા. પરંતુ અમારું તો તે તરફ ધ્યાન પણ ન હતું. બધું જ જાણે અમારી આંખને એક ભારી તમાસા જેવું લાગ્યું. કેટલીયે જાતના સાક્ષીઓ આવીને ખરાં ખોટાંનો ખીચડો કરી જતા પણ અમે તો ફક્ત સાંભળતા અને હસતા. તેઓની સાક્ષી સાથે અમારા મરવા–જીવવાનો સંબંધ છે એ વાત તો યાદ જ આવતી નહોતી. નિશાળ છૂટયા પછી છોકરાઓ જેમ મહા ઉમંગથી ઘેર પાછા આવે છે તેવી જ રીતે અમે પણ અદાલત ઊઠી ગયા પછી ગાયન ગાતા ગાતા, ધૂમરાણ કરતા કરતા ગાડીમાં બેસીને જેલમાં પાછા આવતા. ત્યાર પછી સાંજે જ્યારે સભા બેસતી ત્યારે બર્લીસાહેબ કેવી ફીરંગી–બંગાળી ભાષામાં સાક્ષીઓને ગભરાવતા, નોર્ટન સાહેબનું પાટલુન ક્યાંથી ફાટેલું અને ક્યાં થીંગડું દીધેલું હતું, કોર્ટ ઇન્સ્પેકટરની મૂછના વાળ ઉંદર કરડી ગયો હતો કે વંદો ખાઈ ગયો હતો એ બધી બાબતો પર ઉલ્લાસકર ઊંડી શોધ કરતો અને અમે પેટ પકડીને હસતા. પરંતુ આ હાસ્યપર્વની પાંછળ એક ભયંકર રુદનપર્વ રહેલુંછે એ અમે બરાબર સમજતા નહોતા.

નરેન્દ્ર ગોસ્વામીની વાત મેં પહેલાં કહી છે. અમે જે બીક રાખતા હતા તે આખરે સાચી નીવડી. કેસ શરૂ થયાને બેચાર દિવસ પછી તે સરકારી સાક્ષી થઈને પાંજરામાં જઈ ઊભો. તેની સાક્ષીને પરિણામે ચારે તરફ નવીનવી જડતીઓ શરૂ થઈ, અને પંડિત હૃષિકેશના ફળદ્રુપ ભેજામાંથી ઉત્પન્ન થયેલા મરાઠી અને મદ્રાસી નેતાઓને શોધી કાઢવા માટે પોલીસો ચારે બાજુ દોડાદોડ કરવા લાગ્યા.

નરેનના સરકારી સાક્ષી થવા પછી તેને અમારી પાસેથી

ખસેડીને હૉસ્પિતાલમાં યુરોપિયન પહેરાવાળાઓના રક્ષણ હેઠળ રાખવામાં આવ્યો હતો. રખેને કોઈ તેના પર હુમલો કરે એ બીકથી જેલના અધિકારીઓ હંમેશાં સાવધાન રહેતા. જેલરે બિચારાએ એક દિવસ કહ્યું: "જુઓ, મારે હવે તાડના અઢી હાથ બાકી રહ્યા છે. તાડ આખો ચઢાય પણ છેવટના અઢી હાથ ચડતી વખતે જીવ નીકળી જાય. આટલા દિવસ નોકરી કરતો આવ્યો છું તે સારી રીતે વિના વિઘ્ને વહી ગયા છે, હવે આ પેન્શન લેવાને વખતે તમારા હાથમાં આવી પડ્યો છું. હવે માન સહિત આપને વિદાય કરી શકું એટલે ગંગા નાહ્યા." પરંતુ વિધાતાનો પરિહાસ! તાડના બાકીના અઢી હાથ તેને ચડવા જ ન પડ્યા.

મેજિસ્ટ્રેટ અમારો મુકદ્દમો સેશન્સમાં મોકલીને નિશ્ચિન્ત થયા. અમને પણ લાંબી રજા મળી. નવરાનું ટોળું— આથી સહજ જ બધા હસતા, ખેલતા, કૂદાકૂદ કરતા. મુકદ્દમાના પરિણામ વિષે મહીં મહીં વળી વિચાર અને તર્કો દોડાવતા. છોકરાઓ કોઈને ફાંસીને લાકડે ચડાવતા તો કોઈને વળી છોડી દેતા. કાનાઈલાલે એક દિવસ કહ્યું: "છુટકારાની વાત જ ભૂલી જાઓ; બધા વીસ વરસને માટે કાળાપાણી જશે." શચીનને આ સામે જબરો વિરોધ હતો. તે પુરવાર કરવા બેઠો કે વીસ વરસની અંદર દેશ મુક્ત થશે જ થશે. કાનાઈલાલ કેટલીક વાર ગંભીરપણે બેસી રહીને બોલ્યો: "દેશ મુક્ત થાય કે ન થાય, હું તો થઈશ. વીસ વરસ સુધી જેલ ભોગવવી મને નહિ પાલવે." આના એકબે દિવસ પછી જ એક સાંજના એકાએક પેટે હાથ દઈ સૂઈને તેણે કહ્યું કે મારા પેટમાં ભારે દુઃખ થાય છે. ડાક્ટર બાબુએ આવીને તેને હૉસ્પિતાલમાં મોકલી દીધો. ત્યારથી તે હૉસ્પિતાલમાં જ

રહી ગયો. મેદિનીપુરના સત્યેનને (સત્યેન્દ્રનાથ બોઝ) કેટલાક દિવસ પહેલાં પોલીસ પકડી લાવ્યા હતા. ભયંકર ખાંસીના રોગથી પીડાતો હોવાથી તે પણ ઇસ્પિતાલમાં જ રહેતો.

કાનાઈના ઇસ્પિતાલમાં ગયાને ત્રણચાર દિવસ પછી એક દિવસ સવારે બિછાનામાંથી ઊઠીને અમે મોં ધોતા હતા, એટલામાં ઇસ્પિતાલ તરફથી એક બે બંદૂકના જેવા અવાજ સંભળાયા. કેટલીક વાર પછી જોયું તો ચારે બાજુથી વૉર્ડરો ઇસ્પિતાલ તરફ દોડતા હતા. આ છે શું? કોઈએ કહ્યું કે સિપાઈઓ ગોળી ચલાવે છે. ઇસ્પિતાલનો એક કંપાઉન્ડર તમરી ખાતોખાતો દોડી આવીને જેલની ઑફિસ આગળ સૂઈ ગયો. ભયથી તેના મોંનો રંગ ઊડી ગયો હતો. જે ખબર આપવાને માટે તે આવ્યો હતો તે તેના પેટમાં જ રહી ગઈ! લગભગ દસપંદર મિનિટ આમ ઉત્કંઠામાં વહી ગઈ. આખરે એક પુરાણા ચોરે દોડી આવીને અમને સમાચાર કહ્યા:–

"નરેન ગોંસાઇ ઠંડો થઈ ગયો છે!

"ઠંડો થઈ ગયો છે એટલે?"

"જી, બાબુજી; કાનાઈ બાબુએ તેને પિસ્તોલ વતી ઠંડો કરી દીધો છે. આ જુઓને! કારખાનાની સામે તે એકદમ લાંબો થઈને પડ્યો છે. અને જેલર બાબુ પણ જરામાં પૂરા થઈ જતે. તેમણે કારખાનામાં ભરાઈ જઈ બેંચ તળે સંતાઈને જીવ બચાવ્યો છે."

લગભગ પંદર મિનિટ પછી જેલનો ગાંડો ઘંટ (Alar-m-bell) વાગી ઊઠ્યો. ચારે બાજુથી જેલના પહેરાવાળાઓ દોડી આવીને ઇસ્પિતાલ તરફ ગયા. કેટલાક વખત પછી મેં જોયું કે તેઓ કાનાઇ અને સત્યેનને પકડીને ૪૪ ડીગ્રી તરફ લઈ જતા હતા.

# પ્રકરણ ૭ મું

જુદી જુદી અફવાઓમાંથી સાર ભેગો કરીને આ ઘટના સંબંધી મેં જે જાણ્યું તે આ છે.

હૉસ્પિતાલમાં રહેતી વખતે સત્યેનના મનમાં થયું કે હું ખાંસીના રોગથી પીડાઉં છું એટલે થોડા દિવસમાં મરવું તો પડશે જ. વૃથા ન મરતાં નરેનને મારીને મરવું જ સારું છે. કાનાઈલાલ તે વાત સાંભળીને તેને સહાય કરવાને માટે પિસ્તોલ લઈને હૉસ્પિતાલમાં આવ્યો. પેટનું દરદ ફક્ત દાક્તરને ઠગવાનું બહાનું જ હતું. ત્યાર પછી સત્યેને નરેનને કહેવડાવ્યું કે જેલનું દુઃખ હવે મારાથી સહેવાતું નથી. હું પણ તારી માફક સરકારી સાક્ષી થવા માગું છું. આથી પોલીસને શું શું કહેવું પડશે તે જો આપણે બન્ને જણા મળીને વિચાર કરી નક્કી કરીએ તો અદાલતમાં ઊલટ તપાસ વખતે કશી અડચણ ન પડે. સત્યેનના છળથી ભુલાવામાં પડીને નરેને તેના પર વિશ્વાસ રાખ્યો અને એક યુરોપિયન પહેરાવાળાને સાથે લઈને સત્યેનને મળવા આવ્યો. વાત કરતાં કરતાં જ્યારે

સત્યેને પિસ્તોલ બહાર કાઢી તેની જાંગ પર તાકીને ગોળી મારી ત્યારે નરેન ઓરડીમાંથી નાસી ગયો. નાસતી વખતે તેના પગમાં એક ગોળી વાગી હતી, પરંતુ ઘા જીવલેણ નહોતો થયો. ગોળીનો શબ્દ સાંભળતાં વેંત જ કાનાઈલાલ હૉસ્પિ-તાલની નીચેથી ઉપર દોડી આવ્યો. યુરોપિયન પહેરાવાળો તેને પકડવા ગયો, પરંતુ હાથમાં એક ગોળી વાગતાં જ તે ત્યાં જ પડીને ચીસ પાડતો રહ્યો. એટલામાં નરેન નીચે આવીને હૉસ્પિતાલની બહાર નીકળી પડયો. યુરોપિયન પહેરા-વાળાને ભોંય ભેગો કરીને કાનાઈ જ્યારે નરેનને શોધતો હતો, ત્યારે તે હૉસ્પિતાલની બહાર ચાલ્યો ગયો હતો અને હૉસ્પિ-તાલનો દરવાજો બંધ કરી દઈને એક પહેરાવાળો ત્યાં ઊભો હતો. કાનાઈએ તેની છાતી પાસે પિસ્તોલ ધરીને બીક બતાવી કે નરેન ક્યાં નાસી ગયો છે તે જો ન કહી દે તો ગોળીથી તારે મરવું પડશે. બિચારાએ દરવાજો ખોલી દઈને કહ્યું કે નરેન ઑફિસ તરફ ગયો છે. કાનાઈએ દોડતાં દોડતાં દૂરથી નરેનને જોયો અને તે ગોળી ચલાવતો રહ્યો. ગોળીનો અવાજ સાંભળીને જેલર, આસિસ્ટન્ટ જેલર, બડા જમાદાર, છોટા જમાદાર બધા જ ઉતાવળા ઉતાવળા હૉસ્પિતાલ તરફ આવતા હતા. રસ્તામાં કાનાઈની રુદ્ર મૂર્તિ જોઈને તેઓએ યુદ્ધમાં પૂંઠ બતાવવી જ યોગ્ય માની. કોણ ક્યાં નાસી ગયો તેની ખબર મળી શકતી નથી તો પણ જેલર બાબુએ પોતાના વિપુલ કલેવરનો અરધો ભાગ કારખાનાની એક બેંચ નીચે છુપાવી રાખ્યો હતો એ વાત દરેક પક્ષને માન્ય છે! આ બાજુ કાનાઈના હાથની ગોળી ખાતાં ખાતાં નરેન કારખાનાના દરવાજા પાસે જઈને તમ્મર ખાઈને પડયો. કાનાઈની ગોળી

જ્યારે ખૂટી ગઈ ત્યારે બંદૂક, કિરીચ, લાઠી, સોટી લઈને બધા જ બહાર નીકળી આવ્યા અને કાનાઈને ઘેરી લીધો!

હવે સવાલ એ છે કે પિસ્તોલ આવી ક્યાંથી? કેદીઓએ અફવા ઉડાવી કે બહારથી અમારે માટે જે ઘીના ડબ્બા અથવા ફણુસ આવતાં તેમાં ઘાલીને કોઈએ પિસ્તોલ મોકલી દીધી હશે. કાનાઈલાલે કહ્યું કે ખુદીરામનું પ્રેત આવીને મને પિસ્તોલ આપી ગયું હતું. પ્રેતતત્ત્વવિદ્‌ની એકાદ ચોપડી મેં વાંચી છે, પરંતુ ભૂતને પિસ્તોલ આપી જતો ક્યાંય પણ જોયો નથી. વળી આપણા સ્વદેશી પ્રેતો ગૃહસ્થોના ઘરમાં ઈંટ પથરા ફેંકે છે, બહુ બહુ તો પાતરામાં વીંટાળીને એકાદ ખરાબ વસ્તુ છૂટી મારે છે; આથી પિસ્તોલની વાતમાં ભૂતની થિયરી અવિશ્વાસ-યોગ્ય જ લાગે છે. ફણુસ અને ઘીના ડબ્બા પણ ડાકટર સાહેબ પોતે તપાસીને આપતા, આથી તેની અંદરથી બબ્બે રિવોલ્વર આવવી એટલી સહેલી વાતનથી લાગતી. તો પણ અમલદારોની નજર બહાર જેલમાં ગાંજો, અફીણ, સિગારેટ બધું જ જ્યારે જઈ શકે તો તે જ રસ્તે થઈને પિસ્તોલ જાય એ કાંઈ નવાઈની વાત નથી!

એ વાત જવા દો. એ વિષે અત્યારે મગજમારી કરવાથી કાંઈ ફળ નથી મળવાનું. પરંતુ નરેનના મરણની સાથેસાથે જ અમારું પણ નસીબ ફૂટયું. અરધા કલાકમાંજ જેલના સુપરિન્ટેન્ડન્ટ હથિઆરબંધ સિપાઈઓને લઈને બૅરેકમાં આવી હાજર થયા. અને એક પછી એક અમારી બધાની જડતી લઈને અમને બહાર કાઢ્યા. ત્યાર પછી બૅરેકની જડતી લેવી શરૂ થઈ. બિછાનામાં અથવા આમ તેમ દશવીસ રૂપિયા સંતાડેલા હતા. તપાસ વખતે પહેરાવાળાઓ તે વિના તકરારે હજમ કરી ગયા.

અમારી પાસેથી તો કાંઈ મળ્યું નહિ, પરંતુ ઇન્સ્પેકટર જનરલથી માંડીને નાનામોટા પોલીસ અધિકારીઓથી જેલ ભરાઈ ગઈ. વધુ રિવોલ્વરો જેલમાં સંતાડેલી છે કે નહિ, તળાવમાં એક બે ફેંકી દેવામાં આવી છે કે નહિ, વગેરે જાતજાતની શોધ ચાલવા લાગી. અમને મોટી આશા હતી કે રિવોલ્વરની શોધ કરવા માટે જેલખાનાના તળાવનું પાણી ઉલેચી નાખે તો એકાદ દિવસ ધરાઈને માછલી ખાવા મળશે, પરંતુ ભાગ્યમાં તે હતું નહિ. વધારામાં ઇન્સ્પેકટર જનરલ આવીને ફરી અમને જુદી જુદી કોટડીઓ (Cell) માં પૂરવાનો હુકમ આપી ગયા. ડીગ્રી ખાલી કરીને અમને ત્યાં લઈ જવાની ગોઠવણ થવા લાગી.

સાંજના જેલર બાબુ અમને મળવા આવ્યા. ભલા માણસનું મોં તદ્દન સુકાઈ ગયું હતું. તેમણે કહ્યું : "મહાશય, આવું જ જો તમારા મનમાં હતું તો જેલની બહાર કામ કરત તોપણ ચાલત. તમે એકદમ મરણિયા માલમ પડો છો; તો પછી પકડાયા જ શું કરવા ?" અમે એકકે અવાજે વિરોધ કરીને તેમને સમજાવવાનો પ્રયત્ન કર્યો કે આ કામ સાથે અમારો જરા પણ સંબંધ નથી. તેમણે અવિશ્વાસપૂર્ણ હાસ્ય હસીને કહ્યું : "જી, હા, તે હું સમજી શકું છું. ગમે તે થાઓ, તમારું જે થવાનું હશે તે થશે; હવે મારો અધ્યાય તો પૂરો થઈ ગયો."

એક અઠવાડિયાની અંદર ૪૪ ડીગ્રીમાંથી બધા કેદીઓને જુદી જુદી જેલોમાં મોકલીને અમને ત્યાં ફેરબદલ કરવામાં આવ્યા. જેલ કોને કહે છે તે આટલે દિવસે જાણ્યું.

જૂના સુપરિન્ટેન્ડન્ટની ઉપર નરેન્દ્રના હત્યાકાંડની તપાસનો ભાર આવી પડ્યો; તેમની જગ્યાએ નવા સુપરિન્ટેન્ડન્ટ

આવીને કામ કરવા લાગ્યા. જૂના જેલર અને ડાકટરની બદલી
ાઈ ગઈ. અમારું ઇસ્પિતાલમાં જવાનું તદ્દન બંધ થઈ ગયું.
ીમાર થઈએ તો ય કોટડીમાં જ પડી રહેવું પડતું. કોઈની
ાથે કોઇ વાત કરી શકતું નહિ. આખો દિવસ કોટડીની
ંદર ખાઓ, પીઓ, ચૂપ થઈને બેસી રહો. જેલના બીજા
ાગોમાંથી પણ કોઈ માણસ ૪૪ ડીગ્રીમાં પેસી શકતો નહિ.

ધીમે ધીમે દેશી પહેરાવાળાઓને બદલે યુરોપિયન પહે-
ાવાળાઓ આવ્યા; અને દિવસે અને રાત્રે બે ટુકડી ગોરું
શ્કર આવીને જેલની અંદર અને બહાર પહેરા ભરવા લાગ્યું.
અધિકારીઓને વહેમ આવ્યો હતો કે અમે કદાચ જેલમાંથી
ાસી જવાનો પ્રયત્ન કરીશું!

પહેલી બે કોટડીમાં કાનાઈ અને સત્યેન પુરાયેલા રહેતા.
બમે પાંચસાત દિવસને આંતરે એક કોટડીમાંથી બીજી કોટડી-
માં બદલાતા. જ્યારે કાનાઇ અથવા સત્યેનની આસપાસની
ાઈ કોટડીમાં આવતા ત્યારે રાતની વખતે છાનાંમાનાં તેમની
ાથે વાત કરી શકતા. દિવસના કોઈની પણ સાથે વાત
કરવાનો કોઈ રસ્તો જ ન હતો. સવારે અને બપોરે અરધો
કલાક ઓટલા પર આંટા મારી શકતા; પરંતુ બધાને જ એક
બીજાથી દૂર રહેવું પડતું. પહેરાવાળાની નજર ચુકાવીને વાત
કરવાની તક મળતી નહિ.

આખો દિવસ ચૂપ થઈને બેસી રહેવામાં કેટલું દુઃખ છે
તે અનુભવી વિના બીજું કોઈ જાણી શકે એમ નથી. એક
દિવસ સુપરિન્ટેન્ડન્ટ સાહેબની પાસે વાંચવાને માટે ચોપડી
માગી. તેમણે દુઃખસહિત જણાવ્યું કે ગવર્નમેન્ટની રજા સિવાય

અમારા સંબંધી તેઓ કશું જ કરી શકે એમ નથી. નરેનના મૃત્યુ પછી તેમના હાથમાંથી બધી સત્તા લઈ લેવામાં આવી હતી.

અમે જ્યારે બહાર આંટા મારતા ત્યારે કાનાઈ અને સત્યેનની કોટડીનાં બારણાં બંધ રહેતાં. એક દિવસ જોયું તો કાનાઈલાલનું બારણું ખુલ્લું રહ્યું હતું. અમને તે તરફ જતી વખતે પહેરાવાળાએ પણ અટકાવ્યા નહિ. અમારા સાંભળવામાં આવ્યું કે કાનાઈલાલને ફાંસી દેવાનો દિવસ પણ નક્કી થઈ ગયો હતો. તેટલા જ માટે પહેરાવાળાઓએ દયા કરીને કાનાઈને છેલ્લી વાર મળવા માટે અમને છોડી મૂક્યા હતા.

મેં જે જોયું તે ખરેખર જોવા જેવું જ હતું! આજે પણ તે છબિ મનમાં સ્પષ્ટ જાગી રહી છે; જીવનપર્યંત રહેશે! જિંદગીમાં અનેક સાધુસંન્યાસીઓ જોયા છે; કાનાઈના જેવી આવી પ્રશાન્ત મુખચ્છબિ બીજી એકેય જોઈ નથી. તે મુખ પર ચિન્તાની રેખા ન હતી, વિશાદની છાયા ન હતી, ચંચળતાનું નામ પણ ન હતું, પ્રફુલ્લ કમળની માફક તે જાણે પોતાના આનંદથી પોતે ખીલી રહ્યું હતું. ચિત્રકૂટમાં ફરતી વખતે એક સાધુની પાસેથી સાંભળ્યું હતું કે જીવન અને મૃત્યુ જેને સરખાં છે તે જ પરમહંસ. કાનાઈને જોઈને તે વાત યાદ આવી. જગતમાં જે સનાતન છે, જે સત્ય છે તે જ જાણે કોઈ શુભ ક્ષણે આવીને તેનામાં વસી રહ્યું હતું—અને આ જેલ, પહેરાવાળા, ફાંસીનું લાકડું, બધું જ મિથ્યા! બધું જ સ્વપ્ન! પહેરાવાળાની પાસેથી મેં સાંભળ્યું કે ફાંસીનો હુકમ સાંભળ્યા પછી તેનું વજન ૧૬ રતલ વધી ગયું હતું! હરતાં ફરતાં માત્ર આ જ વાત મનમાં ઘોળાવા લાગી કે ચિત્તવૃત્તિ નિરોધનો એવો માર્ગ પણ છે જે પતંજલિ પણ શોધી નહોતા

ગયા. ભગવાન પણ અનન્ત છે અને મનુષ્યોમાં તેમની લીલા પણ અનન્ત છે.

ત્યાર પછી એક દિવસ સવારે કાનાઈલાલને ફાંસી દેવાઈ ગઈ. અંગ્રેજ–શાસિત ભારતમાં તેને માટે સ્થાન ન હતું. ન જ હોય ને! પરંતુ ફાંસી દેતી વખતની તેની નિર્ભય, પ્રશાન્ત અને હાસ્યમય મુખશોભા જોઈને જેલના અધિકારીઓ પણ અવાક્ થઈ ગયા. એક યુરોપિયન પહેરાવાળાએ આવીને ચુપ ચુપ બારીન્દ્રને પૂછ્યું: "તમારા હાથમાં આવા છોકરા બીજા કેટલા છે?" જે ઉન્મત્ત જનસમૂહ કાલીઘાટના સ્મશાને કાનાઈલાલની ચિતા ઉપર પુષ્પવૃષ્ટિ કરવા દોડી આવ્યો તેણે જ પુરવાર કરી આપ્યું કે કાનાઈલાલ મરવા છતાં પણ અમર છે.

કેટલાક દિવસ સુધી કોટડીમાં પુરાઈ રહ્યા પછી અલીપુરના જજની અદાલતમાં અમારો મુકદ્દમો શરૂ થયો. દિવસમાં થોડા કલાક જરા ખુલ્લી હવા ખાઈને અને લોકોનાં મોં જોઈને અમારા પ્રાણે છુટકારાનો દમ ખેંચ્યો. એક બે જણ સિવાય મુકદ્દમાનો ખરચ જોગવવાના પૈસા કોઈ પાસે ન હતા. આથી અરવિંદબાબુની મદદ માટે જે ઉઘરાણું થયું હતું તેમાંથી વકીલો બૅરિસ્ટરોને થોડો થોડો ખરચ અપાવા લાગ્યો! જેઓને અલ્પ દક્ષિણા પોસાઈ નહિ તેઓ બેચાર દિવસમાં જ ખસી ગયા; છેવટે શ્રીયુત ચિત્તરંજન દાસ ધનનો લોભ છોડી અમારો મુકદ્દમો ચલાવવા લાગ્યા.

હાઈકોર્ટ છોડીને અલીપુર મુકદ્દમો ચલાવવા આવવામાં બૅરિસ્ટરોને બહુ જ અગવડ પડે છે. આથી મુકદ્દમો હાઈકોર્ટમાં જાય તે માટે તેઓમાંથી કોઈ કોઈએ પ્રયત્ન કર્યો હતો. વિશેષમાં હાઈકોર્ટમાં જતાં ચુકાદાનો ભાર જ્યૂરીને માથે

રહેતો. બારીન્દ્રનો વિલાતમાં જન્મ થયો હતો; તે એક કાયદેસરનો Europian Britishborn subject હતો. આથી તેની મરજી હોત તો મુકદ્દમો હાઈકોર્ટમાં લઈ જઈ શકત. પરંતુ મૅજિસ્ટ્રેટે તેને જયારે પૂછયું, કે તેને વિલાતી સાહેબના હક્ક જોઈએ છે કે નહિ, ત્યારે તેણે તદ્દન સ્પષ્ટ ભાષામાં કહી દીધું હતું—"ના." આથી અલીપુરના જજની આગળ જ અમારો મુકદ્દમો શરૂ થયો.

પરંતુ મુકદ્દમાની ખબર કોણ રાખે, અમે તો ધિંગામસ્તીમાં મશગુલ થયેલા હતા! અદાલત ખૂલે એનો બીજો પણ એક લાભ એ હતો કે બપોરે નાસ્તો મળી શકતો હતો. જેલનાં દાળ ભાત ખાઈ ખાઈને પ્રાણ એટલા તો મુમૂર્ષુ થઈ ગયા હતા કે આ મુકદ્દમો જો અનન્તકાળ સુધી ચાલત તો પણ નાસ્તાને ખાતર એ ગોઠવણથી રાજી થાત!

કોર્ટમાં આવતી અને જતી વખતે અમારી હાથકડીમાં સાંકળ બાંધેલી રહેતી. બપોરે મળમૂત્ર ત્યાગ કરવા જતાં તે જ હાથકડી પહેલી અવસ્થામાં પોલીસ અમોને રસ્તે થઈને ખેંચી લઈ જતો. અમને બહુ ચિંતા ન હતી; કારણ કે "નાગા ને ધાડપાડુનો ભય નથી હોતો." જેમનું માન નથી તેમને વળી અપમાન કેવું? પરંતુ અરવિંદ બાબુને હાથકડી પહેરાવી ખેંચી લઈ જતા જોઈને મનમાં જરા બળવો કરવાની વૃત્તિ જાગી આવતી, પરંતુ તેઓ જરાય વિરોધ કર્યા વિના સર્જનની માફક બધું જ મૂંગે મોઢે સહન કરતા.

સાક્ષીઓ એક પછી એક આવીને અમારી વિરુદ્ધ સાક્ષી આપી જતા; અમારા મનમાં થતું કે જાણે થિયેટરમાં નાટક જોવા આવ્યા છીએ. વકીલ, બૅરિસ્ટરની ઠઠ, પોલીસ અમલ-

દારોની દોડધામ બધું જ જાણે એક મહાન તમાશો હતું! અમારા હાસ્ય કોલાહલથી કોઈ કોઈ વાર અદાલતનું કામકાજ બંધ થઈ જવાની તૈયારી પર આવી જતું. જજ સાહેબ અમને હાથકડી લગાવવાનો ભય બતાવતા. બૅરિસ્ટરો દોડી આવીને અરવિંદ બાબુને વિનંતિ કરતા.—"છોકરાઓને જરા શાન્ત થવા કહોને." અરવિંદ બાબુ નિર્વિકાર પત્થરની મૂર્તિની માફક એક ખૂણામાં ચૂપ થઈને બેસી રહેતા; બૅરિસ્ટરોની વિનંતિના જવાબમાં જણાવતા કે છોકરાઓ ઉપર તેમનો કશો અધિકાર ન હતો.

મુકદ્દમાની બધી સ્મૃતિ જ લગભગ છાયાની માફક અસ્પષ્ટ થઈ ગઈ છે—માત્ર ઈન્સ્પેકટર શ્યામશૂલ (શમશુલ) આલમની વાત યાદ છે. અમારી વિરુદ્ધ સાક્ષી પુરાવા ભેગા કરવાનો ભાર તેમને માથે હતો. મીઠી વાતોથી કેવી રીતે કામ કાઢી લેવું તે તેઓ સારી રીતે જાણતા હતા; તેથી છોકરાઓ તેમને ઉદ્દેશીને ગાતા—

"ઓ ગો સરકારેર શ્યામ તુમિ, આમાદેર શૂલ
તોમાર ભિટેય કબે ચદબે ઘુઘુ. તુમિ દેખબે ચોખે
સરસે ફુલ ×

અમારો મુકદ્દમો પૂરો થયા પછી સરકાર બહાદુરે તેમને ખૂબ ઊંચી પદવીએ ચડાવ્યા હતા, પરંતુ ભાવિના નિઠોર પરિહાસથી તેમનાથી તે પદ-ગૌરવ લાંબો વખત ભોગવી શકાયું નહિ.

કોર્ટ ઈન્સ્પેકટર શ્રીયુત અબ્દર રહમાન સાહેબની વાત પણ યાદ આવે છે, કારણ કે અમને નાસ્તો આપવાનો ભાર તેમના ઉપર હતો. દૈત્યકુળમાં પ્રલ્હાદની માફક તેઓ પણ

× અરે, તું સરકારનો શ્યામ છે, અને અમારું શૂળ છે. તારું ઘર ક્યારે ઊજડ થઈ જશે, તારી આંખ ક્યારે રાતાંપીળાં જોશે?

પોલીસ અમલદારોમાં એક પુરા સર્જન હતા. અમારે બનતાં સુધી કાળાપાણી જવું પડશે એ વાતનો વિચાર કરતાં તેમના મોં પર કરુણાની જે છાયા પ્રગટી ઊઠતી તે આજે પણ બરાબર સ્પષ્ટ રીતે યાદ આવે છે.

પરંતુ આ બધી બહારની વાત અમને કાંઈ બહુ હલમલાવતી નહિ. અમારામાં ત્યારે આંતર વિપ્લવ શરૂ થઈ ગયો હતો. તે જ અમને તે વખતે મુકદ્દમાના રોજના કાર્ય કરતાં વધુ વાસ્તવિક લાગતો.

# પ્રકરણ ૮ મું

માત્ર કામને લીધે જ જેમની એકતા બંધાયેલી હોય છે, તેમની એકતા પણ કામ પૂરું થતાં જ પૂરી થાય છે. પકડાયા પછી અમારી કંઈક એવી જ દશા થઈ હતી. જેઓ વિપ્લવમાર્ગી હતા તેઓ બધા એક વિચારના ન હતા. દેશની પરાધીનતા દૂર થાય એમ તો બધા જ ઇચ્છતા હતા. પરંતુ સ્વાધીન થયા પછી દેશનું બંધારણ કેવું ઘડવું તે વિશે પુષ્કળ મતભેદ હતો. ત્યાર પછી અમે પકડાઈ ગયા તે કેટલે અંશે અમારા પોતાના દોષથી અને કેટલે અંશે ઘટનાક્રમના દોષથી તે વિશે અમારી વચ્ચે તીવ્ર ચર્ચા ચાલતી. બહાર કામકાજની ધાંધલ-માં જે બધા ભેદો દબાઈ રહેતા હતા તે પકડાયા પછી ફૂટીને બહાર નીકળવા લાગ્યા.

એક ટોળી માત્ર ધર્મચર્ચા જ કરતી, અને જેઓ વિશુદ્ધ અર્થાત્ યુરોપિયન રાજનીતિના ઉપાસકો હતા તેઓ આ ટોળીની મશ્કરી ઉડાવીને દિવસો પસાર કરતા. આ વખતે અમારામાં હેમચંદ્રે "ભક્તિતત્ત્વ કુજ્ઝટિકા" શબ્દ રચ્યો હતો.

ભક્તિતત્ત્વમાં દાખલ થતાં જ માણસની બુદ્ધિ ડહોળાઈ જાય છે અને તે નકામો થઈ પડે છે! ડૉકમાં બેઠાં બેઠાં બન્ને પક્ષનું પ્રચાર કાર્ય ચાલતું. દેવવ્રત ધર્મતત્ત્વની વ્યાખ્યા કરતો; હેમચંદ્ર ધાર્મિકોને વિષે ગીતો અને જોડકણાં રચતો. બારીન્દ્ર એક ખૂણામાં એક બે ચેલાઓ લઈને કોઈ વાર ધર્માલોચના કરતો તો કોઈ વાર વળી ચૂપ થઈને પડી રહેતો. હું બન્ને પક્ષોનો રસ ચાખતો ફરતો.

આ ધિંગામસ્તી અને પક્ષાપક્ષીમાં તદ્દન નિશ્ચળ સ્થાણુની માફક બેસી રહેવામાં અરવિંદ બાબુ હતા. કોઈ પણ વાતમાં હા, ના, કશું જ બોલતા નહિ. જેલના પહેરાવાળાઓ પાસેથી તેમનાં આચરણ સંબંધી અદ્ભુત વાતો સાંભળવા મળતી. કોઈ કહેતું કે તેઓ રાત્રે ઊંઘતા નથી, કોઈ કહેતું કે તેઓ પાગલ થઈ ગયા છે; ભાત ખાતી વખતે વંદા, કંસારી, કીડી વગેરેને ભાત ખાવા આપે છે: સ્નાન કરતા નથી, મોં ધોતા નથી, કપડાં બદલતા નથી—વગેરે. વગેરે. હકીકત શી છે તે જાણવા માટે બહુ કુતૂહલ થતું; પણ તેમને કશી વાત પૂછવાની હિમ્મત ચાલતી નહિ. માથામાં ઘાલવા માટે અમને કોઈને તેલ મળતું નહિ, પરંતુ હું જોતો કે અરવિંદબાબુના વાળ જાણે તેલથી ચકચક થતા હતા! એક દિવસ હિમ્મત ધરીને પૂછ્યું: “તમે શું સ્નાન કરવી વેળાએ માથામાં તેલ નાખો છો?” અરવિન્દબાબુનો ઉત્તર સાંભળીને ચમકી જ ગયો. તેમણે કહ્યું: “હું ક્યાં સ્નાન કરું છું?” મેં પૂછ્યું: “તમારા વાળ આટલા ચકચક કેમ થાય છે?” અરવિન્દબાબુએ કહ્યું: “સાધનાની સાથે સાથે મારા શરીરમાં કેટલાક ફેરફાર થતા જાય છે. મારા શરીરમાંથી વાળ ચરબી ખેંચી લે છે.”

એક બે સંન્યાસીઓને પણ આમ થતું જોયું હતું; પરંતુ બીના બરાબર સમજ્યો નહોતો. ત્યાર પછી ડૉકમાં બેસી રહેતાં રહેતાં એક દિવસ ધારીને જોયું કે અરવિન્દબાબુની આંખ જાણે કાચની માફક સ્થિર થઈ ગઈ હતી; તેમાં પલક કે ચંચલતાનો લેશ પણ નહતો. કોઈ ઠેકાણે વાંચ્યું હતું કે ચિત્તની વૃત્તિ તદ્દન નિરુદ્ધ થઈ જતાં આવાં લક્ષણો પ્રગટ થાય છે. એક બે જણને તે બતાવ્યું, પરંતુ કોઈએ પણ અરવિન્દબાબુને એ વાત પૂછવાની હિંમત કરી નહિ. આખરે શચીને ધીરે ધીરે તેમની પાસે જઇ ને પૂછ્યું : "તમે સાધના કરીને શું મેળવ્યું ? અરવિન્દે તે નાના સરખા છોકરાના ખભા પર હાથ મૂકીને હસીને કહ્યું : "જે શોધતો હતો તે."

ત્યારે અમને હિંમત આવી, અમે તેમની ચારે બાજુ વીંટળાઈ વળ્યા; અનન્ત જગતની જે અપૂર્વ વાત સાંભળી, તે હું સારી રીતે સમજ્યો એમ કંઈ નથી, તો પણ આ ધારણાએ હૃદયમાં મૂળ નાખ્યાં કે આ અદ્‌ભુત માણસના જીવનમાં એક સંપૂર્ણ નવો અધ્યાય શરૂ થઈ ગયો છે. જેલમાં વૈદાન્તિક સાધના પૂરી કરીને તેમણે જે બધી તાંત્રિક સાધનાઓ કરી હતી તેનું પણ કંઈક કંઈક વર્ણન સાંભળ્યું. જેલની બહાર અથવા અંદર તેમને તંત્રશાસ્ત્ર વિશે ક્યારે પણ આલોચના કરતા જોયા ન હતા. તે બધાં ગુહ્ય સાધનની વાત તેમને ક્યાંથી મળી તે પૂછતાં અરવિન્દબાબુએ કહ્યું કે એક મહા પુરુષ સૂક્ષ્મ શરીરે આવીને તેમને આ બધા વિષયનું શિક્ષણ આપી ગયા હતા. મુકદ્દમાના પરિણામની વાત પૂછતાં તેમણે કહ્યું : "હું છૂટી જઈશ." પરિણામે થયું પણ તેમ જ. મુકદ્દમો શરૂ થવાના એક વરસ પછી જ્યારે ચુકાદો બહાર પડ્યો,

ત્યારે જણાયું કે સાચે સાચ જ અરવિન્દબાબુ છૂટી ગયા હતા. ઉલ્લાસકર અને બારીન્દ્રને ફાંસીની અને બીજા દશ જણને જીવનપર્યન્ત દેશનિકાલની સજા થઈ. બાકી ઘણાને પાંચ સાત કે દસ વરસની જેલની અથવા દેશનિકાલની સજા થઈ. ફાંસીનો હુકમ સાંભળી ઉલ્લાસકર હસતો હસતો જેલમાં પાછો આવ્યો; તેણે કહ્યું : "પીડા ટળી," એક યુરોપિયન પહેરાવાળાએ તે જોઈને પોતાના એક મિત્રને બોલાવીને કહ્યું : "Look look, the man is going to be hanged and he laughs. ( જો, જો, આ માણસને ફાંસી દેવાની છે, છતાં પણ તે હસે છે. ) તેનો મિત્ર આયરિશ હતો, તેણે કહ્યું : "Yes, I know, they all laugh at death. ( હા, હું જાણું છું; મૃત્યુ એમને મન મશ્કરી સમાન છે ! )

૧૯૦૯ના મે માસમાં ચુકાદો બહાર પડચો. અમે પંદર સોળ જણ માત્ર બાકી રહ્યા. બાકીના બધા જ હસતા હસતા બહાર ચાલ્યા ગયા. અમે પણ હસતાં હસતાં તેમને વદાય આપી, પરંતુ તે હાસ્ય નીચે જાણે એક હૃદયભેદી રુદન ભેગું થતું હતું. જીવન જાણે એકાએક આધાર વિનાનું થઈ પડચું. પંડિત હૃષીકેશ મૂર્તિમાન વેદાન્તની માફક બોલી ઊઠચા : "કુછ પરવા નહિ. એ ભી ગુજર જાયેગા" બારીન્દ્રે ફાંસીનો હુકમ સાંભળી ડોકું હલાવી કહ્યું : "સેજદા (અરવિન્દ)એ કહ્યું છે કે મને ફાંસી દેવામાં નહિ આવે." હું પણ બધાના દેખાદેખી હસ્યો; પરંતુ વીરનું મન જે ધાતુનું બનાવેલું હોય છે તે ધાતુનું મારું મન બનાવેલું નથી તે આ વખતે જોઈ શકયો. મન જાણે તદ્દન અસહાય બાલકની માફક દિગ્મૂઢ થઈ ગયું. બાકીનું જીવન જેલખાનામાં જ વિતાડવું પડશે ! ઓહ ! એ કરતાં તો

ફાંસી સારી. ભગવાનનું નામ દઈ બધાં દુ:ખકષ્ટો બિનતકરારે હજમ કરી જવાનો માર્ગ પણ મારે માટે રહ્યો નહોતો.

ભગવાન ઉપરનો મારો વિશ્વાસ ઘણો વખત થયાં ઊડી ગયો હતો. નાનપણમાં એક વાર વૈરાગ્યની ઝોળી ખભે લઈને સાધુ બનવા નીકળી પડ્યો હતો! ત્યારે ભગવાનની ઉપર ભક્તિ, વિશ્વાસ અને શરણનો ભાવ ઠીક ઠીક હતો. માયાવતીના મઠમાં સ્વામી સ્વરૂપાનંદની પાસે નિર્ગુણ બ્રહ્મવાદની દીક્ષા લીધા પછી ધીરે ધીરે તે ભક્તિ અને વિશ્વાસ ક્યાંય સુકાઈ ગયાં! સ્વામીજીએ મશ્કરી અને યુક્તિતર્કનાં તીક્ષ્ણ બાણ વડે વીંધીને જે દિવસે મારા ભગવાનનો સંહાર કર્યો, તે દિવસની વાત મને હજી બરાબર યાદ છે. આ વિશાળ માયાના સમુદ્રની વચમાં એકલા ડૂબકી મારી એકદમ ઠંડાગાર થઈને પેલે પાર નિર્વિકલ્પ સમાધિસ્થ થઈને નીકળવું પડશે એ વિચારે મારું લોહી એકદમ ઠંડું થઈ ગયું! નિર્વિકલ્પ સમાધિમાં ડૂબકી મારી ચૂપ થઈને પડી રહેવું તેનું નામ જ મુક્તિ—એ તત્ત્વ મારા મગજમાં વધુ દિવસ રહ્યું નહિ. ચરમ તત્ત્વ જેવું કાંઈ મનુષ્યને પોતામાં મળ્યું છે કે નહિ તે વિષે પણ સંદેહ પેદા થયો. મનમાં એમ થવા લાગ્યું કે નિર્વિકલ્પ સમાધિથી માંડીને જાગ્રત અવસ્થા સુધીની બધી જ અવસ્થાઓ અનન્તની માત્ર એક એક બાજુ છે, આ બન્ને અવસ્થાની ઉપર અને નીચે આવી અનન્ત અવસ્થા પડેલી છે. તે અનન્તમાં એવું એક કાંઈ સત્ય છે જે મનુષ્યના જીવનમાં કર્મ રૂપે પોતાને વ્યક્ત કરવાનો પ્રયત્ન કરે છે. એટલે જીવનને છોડીને શા માટે નાસી જાઉં? સમાધિ કરતાં કર્મ ઊતરતું શામાં છે?”

કર્મને જીવનનું શ્રેષ્ઠ ઉદ્દેશ્ય માનીને સ્વદેશી હીલચાલમાં સામેલ થયો હતો. શ્રીયુત લેલેએ આવીને જ્યારે અમારામાં ભક્તિમૂલક સાધનાનો પ્રચાર કરવાનો પ્રયત્ન કર્યો, ત્યારે મહા જ્ઞાનીની માફક તેમના ભક્તિવાદને હસીને ઉડાવી દીધો હતો. બધું જ જો તે અનન્તની મૂર્તિ છે તો ભગવવાનું જે રૂપ મૂર્ત છે, તેને છોડીને અન્ય રૂપનું ધ્યાન ધરવામાં સાર્થકતા શી ? લેલેએ ત્યારે માત્ર આ જ શબ્દો કહ્યા : “જે બોલો છો તે જો સમજો તો પછી મારે સમજાવવાનું કાંઈ છે જ નહિ; પરંતુ અદ્વૈતમાં દ્વૈતનું પણ સ્થાન છે, એ વાત ભૂલશો નહિ.”

આજે જ્યારે વિધાતાએ જોર કરીને કર્મક્ષેત્રમાંથી ખસેડી લીધો ત્યારે પોતામાં કશું અવલંબન શોધ્યું જડયું નહિ. એક અજ્ઞાતપૂર્વ આશ્રય મેળવવાને માટે અધીરો થઈ ગયો. પ્રાણ કાતર થઈને બોલવા લાગ્યા: “રક્ષા કરો, રક્ષા કરો.”

વિપદ પડવાથી બીજો કશો લાભ થાય કે ન થાય પણ માણસને પોતાને ઓળખવાની તક મળે છે. કઠોર જુલ્મ-ચક્કીમાં પિસાતાં પિસાતાં ધીરે ધીરે તે જ શરૂ થયું. સેશન્સ કોર્ટનો ચુકાદો બહાર પડ્યા પછી તરત જ અમને પગમાં બેડી પહેરાવીને કોટડીમાં નાંખી મૂકવામાં આવ્યા. આખો દિવસ ચૂપ થઈને બેસી રહેતા, ત્યારે કોઈ કોઈ વાર મનમાં થતું કે જાણે ગાંડો થઈ ગયો છું. માથામાં ઉન્મત્ત ચિંતાના તરંગો જાણે માથું ફાડીને બહાર નીકળવા પ્રયત્ન કરતા હતા. આખા દિવસમાં કોઈની પણ સાથે વાત કરવાને મળતું નહોતું.

એક દિવસ સાંજના આમ ચુપચાપ બેઠો હતો એટલામાં પાસેની કોટડીમાં એક છોકરો બરાડા પાડીને ગીત ગાવા

લાગ્યો. તાલ, માન, લયની સાથે તે ગીતનો બહુ સંબંધ ન હતો; પરંતુ તે ગીત સાંભળીને હું ખડખડાટ હસી પડ્યો અને જમીન પર આળોટ્યો એટલે મારું માથું ખૂબ દુખતું હતું તે ઊતરી ગયેલું તે મને બરાબર યાદ છે. ગીત સાંભળીને ચારે બાજુએથી યુરોપિયન પહેરાવાળાઓ દોડી આવ્યા; અને બીજે દિવસે સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબના હુકમથી બીચારાને ચાર દિવસ સુધી કાંજી (Penal Diet) ખાવાની સજા થઈ.

બીજા એક છોકરાએ એક દિવસ દિવાલમાંથી ચુનો કોતરીને દરવાજા પર લખી રાખ્યું: " Long live Kanailal ! " " કાનાઈલાલ ઝિંદાબાદ ! " તેને પણ ચાર દિવસની સજા થઈ.

પહેરાવાળાઓમાંના બધા જ અમને દુઃખ દેવાનો પ્રયત્ન કરતા ફરતા; પરંતુ એક બે સારા સર્જન પણ હતા. અમારામાં જેઓને સજા થતી તેઓને માટે એક યુરોપિયન પહેરાવાળાને ગજવામાં ઘાલીને કેળાં છુપાવીને લાવતો મેં જોયો હતો. છાનામાનાં કેળાં ખવડાવીને બીચારો ગજવામાં ભરીને છોતરાં બહાર લઈ જતો.

એક લાંબાચોડો હાઈલૅંડર પહેરાવાળો કોઈ કોઈ વાર અમને સંતાપીને પોતાનો પહેરાવાળાનો જન્મ સાર્થક કરતો. અમે તેનું નામ "જંગલી વાર્ડર" " Ruffian warder " પાડ્યું હતું. કોઈ કોઈવાર તે અમને ભાષણદ્વારા સમજાવતો કે તે અને તેના જાતિભાઈઓ ભારતવર્ષને સભ્ય બનાવવાને માટે અહીં આવ્યા છે. પરંતુ બધાના કરતાં મીઠા બોલો સેતાન ચીફ વાર્ડર પોતે હતો. તે વળી કોઈ કોઈ વાર ધર્મનું તત્ત્વ પણ એમને સંભળાવતો; અને આશા આપતો કે જીવનના

બાકીના થોડા દિવસો સારા થઈને ગાળીશું તો સ્વર્ગે જઈને અમે અંગ્રેજની માફક અધિકાર પામી શકીશું. હાય રે અંગ્રેજનું સ્વર્ગ! જેલખાનામાં ગાળાગાળી, મારામારી બધું સહન થાય, પરંતુ આ લોકોને મોઢે ધર્મનાં વ્યાખ્યાનો નથી સહન થતાં!

અમારામાં હેમચંદ્ર ચિત્રકલામાં ઠીક ઠીક નિપુણ હતો. તે દિવાલનો કાળો રંગ, ચુનો, ઈંટ વગેરેને ઘસીને જુદા જુદા રંગ તૈયાર કરી સુંદર સુંદર છબિઓ દિવાલ પર ચીતરી રાખતો. પહેરાવાળાઓના અત્યાચારમાંથી બચવાને માટે કોઈ કોઈવાર કાગળ ઉપર નખવતી જાત જાતની છબિ પણ તેઓને આંકી આપતો.

જેઓ ચિત્રવિદ્યામાં નિપુણ ન હતા તેઓ કોઈ કોઈવાર દિવાલ ઉપર કવિતા લખીને મનનો ખેદ મટાડતા. એક દિવસ એ કોટડીમાં જઈને જોયું તો એક અજ્ઞાત કવિએ દિવાલપર દુઃખપૂર્વક લખ્યું હતું:

ছিড়িতে ছিড়িতে পাট শরীর হইল কাঠ
সোনার বরণ হইল কালি।
প্রহরী জতেক বেটা বুদ্ধিতে তো বোকা পাঁটা
দিনরাত দেয় গালাগালি ॥

[ અર્થઃ શણ ચીરતાં ચીરતાં શરીર લાકડા જેવું થઈ ગયું, સોના જેવો વાન કાળો થઈ ગયો. પહેરાવાળા બેટાઓ અક્કલના ઓથમીર છે અને રાત દિવસ ગાળો ભાંડે છે.]

તે વખતે અમારું કામ શણ ચીરવાનું હતું.

કોઈ કોઈવાર એકાદ સારી સુંદર કવિતા પણ નજરે

પડતી. મારા મનની જાળમાં કવિતા ઘણે ભાગે સપડાતી નથી; છતાં આ બે કડીઓ કોઈ રીતે સપડાઈ ગઈ હતી—

" राधार दुटि रांगा पाय—
अनन्त पड़ेछे धरा—
उठे भासे कत विश्व
चिदानन्दे मातोयारा। "

[ રાધાના બે લાલ ચરણો આગળ અનંત પોતે સપડાયેલા છે, ચિદાનંદમાં મસ્ત કેટલાંય વિશ્વો એવાં ઉત્પન્ન થાય છે અને વહી જાય છે.]

હાયરે મનુષ્યના પ્રાણ! જેલની કોટડીમાં પુરાઈ રહેવા છતાં રાધાના બે રાતા પગ આછાડ ખાઈને પડે છે!

સેશન્સ કોર્ટનો ચુકાદો બહાર પડયા પછીથી હાઈકોર્ટમાં અમારી અપીલની સુનાવણી ચાલતી હતી. નવેમ્બર માસમાં ચુકાદો બહાર પડયો. ઉલ્લાસકર અને બારીન્દ્રની ફાંસીની સજા રદ થઈને જન્મ દેશનિકાલની સજા થઈ. અનેકની જેલની સજા પણ ઘટી ગઈ, માત્ર હેમચંદ્રની અને મારી જન્મ દેશનિકાલની સજા પહેલાની માફક કાયમ રહી ગઈ.

રખેને દોરડી બાંધી ફાંસો ખાઈએ તે બીકથી અમને શણનું કામ આપવાનું બંધ થઈ ગયું.

થોડા દિવસમાં જ જેઓને દેશનિકાલની સજા થઈ હતી તેઓ સિવાય બીજા બધાને જુદી જુદી જેલોમાં મોકલી દેવામાં આવ્યા. અમે આન્દામાનના વહાણની રાહ જોતા બેસી રહ્યા.

# પ્રકરણ ૯ મું

હાઈકોર્ટનો ચુકાદો બહાર પડ્યો ત્યારથી જ પોલી-સની આવજા જરા વધી ગઈ હતી—સજા ઓછી કરાવવાના લોભથી જો કોઈ કાંઈ નવી વાત કહી દેવા તો કેવું સારું! પકડાયા ત્યારથી જ જુદે જુદે ઠેકાણેથી એટલી બધી વાત બહાર આવી હતી કે પોલીસને માટે જાણવાનું કાંઈ બહુ બાકી નહોતું રહ્યું. તો પણ પોલીસે એકવાર ખણખોદ કરીને જોયું કે હજી કાંઈ મળી શકે કે નહિ. એકાન્ત કેદના સમયે માણસનું મન બીજા સાથે વાત કરવાને માટે કેટલું અધીરું થઈ જાય છે તે પોલીસો સારી રીતે જાણે છે. એક બે મહિના સુધી જો કોઈની પણ સાથે વાત કરવાનું ન મળે તો માણસને કંસારી વંદા વગેરે સાથેય વાત કરવાની ઇચ્છા થાય છે—પોલીસ તો તેમાં માણસ! કેટલીક નકામી વાતો કરવા જતાં સાથે એક બે છૂપી વાતો પણ બહાર નીકળી જવાનો સંભવ હોય છે. અને પચીસ ત્રીસ માણસો આગળ બાટકતાં કંઈ નહિ તોયે ચાર પાંચ જણ પાસેથી આવી એકાદ

કામની વાત તો મળી જ જાય. એ ઉપર જ પોલીસનો આધાર હોય છે.

વાત બહાર પડવાનું બીજું પણ એક કારણ એ છે કે નામે 'ગુપ્ત સમિતિ' હોવા છતાં કંઈક આવડતને અને કંઈક પૈસાને અભાવે અમારી કાર્યપ્રણાલી વ્યવસ્થિત થઈ શકી ન હતી. યુરોપની ગુપ્તસમિતિઓના જુદા જુદા વિભાગો જુદા જુદા અધ્યક્ષના હાથમાં હોય છે; અને એક વિભાગના માણસને બીજા વિભાગના માણસની સાથે વિના પ્રયોજન પરિચિત થવાનો અવસર મળતો નથી. સમિતિના અધ્યક્ષો એવો પ્રયત્ન કરતા રહે છે કે જેથી દરેક વ્યક્તિ પોતપોતાના કામ વિના બીજાનું કામ જાણી ન શકે. આવો નિયમ હોવાથી એકાદ જણની દુર્બલતાને કારણે આખું કાર્ય બગડતું નથી. જુદાં જુદાં કારણોને લઈને તેવી વ્યવસ્થા થઈ શકતી નહોતી; અને તે ઉપરાંત આપણી સ્વભાવસિદ્ધ વાત કરવાની ટેવ તો છે જ. આપણા દેશમાં દરેક સમિતિમાંથી એક બે સરકારી સાક્ષીઓ બહાર પડ્યા, તેનું મુખ્ય કારણ કાર્યપ્રણાલીની શિથિલતા જ છે. પક્ષાપક્ષી અને એકબીજા તરફના દ્વેષના પરિણામે પણ અનેક વખતે અનેક સમિતિની ગુપ્ત વાતો બહાર પડી ગઈ છે. જે જાતિ લાંબા સમય સુધી શક્તિનો સ્વાદ ચાખવા પામતી નથી તેના નેતાઓ શરૂઆતમાં સત્તા-લોભી થઈ જાય એમાં આશ્ચર્ય પામવા જેવું કંઈ જ નથી. અને નેતાઓમાં અયોગ્ય સત્તા ચલાવવાની ઈચ્છા હોવાથી અનુયાયીઓમાં ઈર્ષ્યા અને અસંતોષ અનિવાર્ય થઈ પડે છે.

એક લાભની વાત એ હતી કે વાત કરવાની તલપ માત્ર આપણામાં જ છે એમ નથી. યુરોપિયન પહેરાવાળાઓ

પણ લગભગ આખો દિવસ જેલમાં પુરાઈ રહેવાને લીધે અકળાઈ ઊઠતા. તેઓમાં પણ ખૂબ પક્ષાપક્ષી હતી. એક પક્ષ બીજા પક્ષને સંતાપવા માટે કોઈ કોઈ વાર અમારી પણ મદદ માગતો, અને તેમની વાતચીતને પ્રસંગે જેલની અનેક ગુપ્ત વાતો બહાર પડી જતી.

કેટલાક દિવસ આવી રીતે રહ્યા પછી સાંભળ્યું કે સિવિલ સર્જન ( Civil Surgeon ) અમોને આન્દામાન મોકલવા માટે તપાસ કરવા આવનાર છે. યથા સમયે સિવિલ સર્જને આવી પેટ દાબીને, આંખ જોઈને સાત જણને ભવસાગરપારનો હુકમ કરી ગયા. સુધીર અને હું ત્યારે રક્ત આમાશયથી પીડાતા હતા તેથી અમારે બીજા કેટલાક દિવસ સુધી રાહ જોવાની રહી.

સાધારણ કેદીને માટે નિયમ એવો હતો કે રોગને માટે આન્દામાન જવાનું બંધ રહે એટલે બીજા ત્રણ મહિના સુધી રાહ જોવી પડે. પરંતુ અમારી વખતે તે કાયદો કામ ન આવ્યો સરકાર બહાદુરના હુકમથી અમને ૭ અઠવાડિયાંની અંદર જ મોકલી દેવામાં આવ્યા.

કેદખાનામાંથી એકવાર દેશને છેલ્લીવારનો જોઈ લીધો. એક દિવસ મળસ્કે અમારા હાથમાં હાથકડી લગાવીને અમને એક ગાડીમાં ચડાવવામાં આવ્યા. બે બાજુ બે સાર્જન્ટ બેઠા; અને ગાડી ખિદિરપુર ડક્કા તરફ ચાલી.

વહાણમાં ચડાવી દઈને એક સાર્જન્ટે મશ્કરી કરીને કહ્યું: Now say, my native land farewell ( હવે કહો : મારી માતૃભૂમિ, તને છેલ્લા નમસ્કાર ! ) અમે હસીને

કહ્યું: "Au revoir" (ફરી ભેટીશું). બોલ્યા તો ખરા પરંતુ પાછા ફરવાની આશા બિલકુલ ફોક લાગી.

રાજનૈતિક કેદી અમે માત્ર બે જ જણા હતા—સુધીર અને હું. વહાણના ભંડકના એક ઓરડામાં અમે હતા, બીજા ઓરડામાં બીજા કેદીઓ હતા. વહાણના એક જુવાન અધિકારીએ આવીને અમારો ફોટો પાડી લીધો. વિલાયતના કોઈ પત્રમાં તેણે આ બધા ફોટાઓ છાપવાને માટે મોકલાવી દીધા. ફોટોની વાત સાંભળતાં જ મેં બરાબર ફેંટો બાંધી લીધો. આમ સહેલાઈથી જો એકાદ નાનો સરખો મહાપુરુષ થઈ પડાય તો ખોટું શું?

ત્રણ દિવસ અને ત્રણ રાત તે વહાણના ભંડકમાં પૌંઆ ચાવતા ચાવતા જવું પડશે, એવું જોઈને સુધીર પણ અધીરો થઈ ગયો. તે એક હાથીના જેવો જુવાન હતો—ત્રણ મૂઠી પૌંઆ ચાવ્યે તેનું શું વળે? પોલીસોમાંના એક પંજાબી મુસલમાન હવાલદારે કહ્યું:—"બાબુ, જો અમારા હાથનો ભાત ખાતા હો તો આપું." મુસલમાનોમાં સહાનુભૂતિ પણ હોય છે અને ભાત ખવડાવીને હિન્દુની જાત નષ્ટ કરવાની ઇચ્છા પણ થોડી થોડી હોય છે. અમે કહ્યું: "બહુ સારું, અમારી જાત એવી પાકી છે કે કોઈ માણસના હાથનો ભાત ખાવાથી તે નષ્ટ થાય એમ નથી." ત્યાં શીખ હવાલદાર પણ હતા. તેમણે વિચાર્યું કે પેટની લાયને લીધે અમે પરભવનું સુખ છેક ધૂળ મેળવવા બેઠા છીએ. તેથી તેઓ પણ ભાત આપવાની ઇચ્છા બતાવવા લાગ્યા. અમે વિના તકરારે બન્ને પક્ષનો રાંધેલો ભાત ખાઈને પેટની લાય શાન્ત પાડી અને અમારી ઉદારતા પણ પુરવાર કરી આપી.

શીખોએ વિચાર્યું: "બંગાલી બાબુઓ બુદ્ધિમાન તો છે, પરંતુ તેમને ધર્માધર્મનું જ્ઞાન સહેજ પણ નથી." ગમે તેમ હો, ધર્મ રહ્યો કે ગયો, તે હું બરાબર જાણતો નથી, પરંતુ થોડો ભાત ખાઈને તે વખતે પ્રાણ તો બચી ગયો. વહાણમાં અમારા નોવાખાલી જિલ્લાના અનેક બંગાળી મુસલમાન માછીઓ પણ હતા, તેમના હાથનો રાંધેલો ભાત અને કોળાનું તળેલું શાક જાણે અમૃત જેવાં લાગ્યાં.

ગમે તેમ હો, કોઈપણ રીતે ત્રણ દિવસ વહાણમાં ગાળીને ચોથે દિવસે પોર્ટ બ્લેરમાં હાજર થયા. દૂરથી જગ્યા બહુ જ રમણીય લાગી. હારની હાર નાળિયેરીનાં ઝાડ અને તેની વચમાં વચમાં સાહેબ લોકોના બંગલા જાણે એક ફ્રેમમાં મઢેલી છબિના જેવા લાગતા હતા. અંદરની વાત ત્યારે કોણ જાણતું હતું?

દૂર એક મોટું ત્રણ માળનું મકાન બતાવીને એક સિપાઈએ કહ્યું: "પેલી કાળાપાણીની જેલ. ત્યાં તમારે રહેવું પડશે."

વહાણ આવીને બંદરે લંગરાયું. ડાકટર આવીને બધાની તપાસ કરી ગયા. ત્યાર પછી જમીન પર ઊતરીને અમારાં બિછાનાં માથે લઈને બેડી બજાવતા બજાવતા જેલ તરફ રવાના થયા.

જેલમાં દાખલ થતાં વેંત જ એક જાડા ઠીંગણા ગોરા આદમીએ અમારું પગથી માથા સુધી નિરીક્ષણ કરીને કહ્યું: "So, here you are at last. Well, you see that block yonder. It is there that we tame lions. You will find your frinds there, but mind

you don't talk." [આખરે આવ્યા ખરા! સામે પેલું ઘર જુઓ છોને, ત્યાં અમે સિંહોને કેળવીએ છીએ. ત્યાં તમને તમારા મિત્રો મળશે, પરંતુ ખબરદાર, વાત કરશો નહિ.]

અમે પણ ગોરાને એકવાર આંખ વડે માપી લીધો. લંબાઈ પાંચ ફૂટ અને પહોળાઈ લગભગ ત્રણ ફૂટ. ટૂંકમાં એક મોટા દેડકાને કોટ પાટલુન પહેરાવીને માથે ટોપી પહેરાવી દઈ અને તે જેવો દેખાય, તેવો જ લગભગ આ દેખાતો હતો. ત્યારે અમે જાણતા ન હતા કે એઓ જ મહામહિમાવાન શ્રીમાન બેરી, જેલના કર્ત્તા, હર્ત્તા અને વિધાતા હતા. તેમનું બુલડોગના જેવું મોં જોઈને મનમાં થતું કે કેદીઓને ત્રાસ આપવાને જેઓનો જન્મ થયો છે તેઓમાં એઓ શ્રેષ્ઠ હતા. ભગવાને નવરાશની વખતે બેસીને કાળાપાણીની જેલમાં અધિકાર ભોગવવા માટે જ ઘડયા હતા. એમને જોતાં જ Uncle Tom's Cabinનો લેગ્રિક યાદ આવતો.

ભવિષ્યમાં એમની સાથે સારી રીતે પરિચિત થવાનો અવસર મળ્યો હતો, કારણ કે લગભગ અગિઆર વરસ એમના તાબામાં આ જેલમાં રહેવાનુ થયું હતું.

એઓ રોમન કૅથોલિક આઇરીશ હતા. આખું વરસ કેદીઓને પજવવાથી જે પાપનો બોજો તેમને માથે ચડતો તે ઈશુ ખ્રીસ્તના જન્મ-દિવસે દેવળમાં જઈને પાદરી સાહેબના ચરણમાં ઠાલવી આવતા. વરસમાં આ એક દિવસ તેઓ શાન્ત અને સૌમ્યમૂર્તિ ધારણ કરતા; તે દિવસે કોઈપણ કેદીને ત્રાસ આપતા નહિ અને બાકીના ત્રણસો ચોસઠ દિવસ મૂર્તિમાન યમની માફક કેદીઓને ત્રાસ આપતા ફરતા.

કેદીઓના સ્વભાવમાં આ વિશેષતા મેં જોઈ કે દુષ્ટ લોકો તરફ તેઓ સહેજે જ આકર્ષાય છે, અને એવા માણસોની તાબેદારી સહેલાઈથી સ્વીકારે છે. બેરી સાહેબના હાથના ફટકા ખાધા પછી ઘણા કેદીઓને મેં કહેતા સાંભળ્યા છે, "સાલો જબરો મરદ છે." જેઓ સારા માણસો હોય છે તેઓ કેદીઓના મત મુજબ સ્ત્રી જેવા ગણાય છે. કેદીઓ કાંઈ ખરાબ કામ કરીને ભગવાન પાસે ક્ષમા માગે ત્યારે બેરી કહેતા." જેલખાનું એ મારું રાજ્ય છે; એ ભગવાનના ઇલાકામાં નથી આવેલું. ત્રીસ વરસથી હું પોર્ટ્ બ્લૅરમાં રહું છું; એક પણ દિવસ અહિંયાં ભગવાનને આવતાં જોયો નથી." બેરી સાહેબના મોઢાના શબ્દો હોવા છતાં પણ એ સંપૂર્ણ સાચા છે.

જેલમાં દાખલ થતાં જ પહેલવહેલો બહુ જાતિઓનો સમાવેશ નજરે પડે છે. બંગાળી, હિંદુસ્થાની, પંજાબી, પઠાણ, સિંધી, બરમી, મદ્રાસી બધા મળીને ખીચડી થઈ ગઈ હતી. હિન્દુ મુસલમાનની સંખ્યા લગભગ સરખી હતી; બરમીઓ પણ જોઈએ તેટલા હતા. હિંદુસ્તાનમાં મુસલમાનોની સંખ્યા હિંદુઓ કરતાં લગભગ ચોથા ભાગની છે, પરંતુ જેલમાં હિંદુ મુસલમાનોની સંખ્યા લગભગ સરખી કેમ કરીને થઈ તે નક્કી કરવા જતાં એમ લાગે છે કે બન્ને જાતિના સ્વભાવમાં જ જુદાપણું છે. બ્રહ્મદેશની વસ્તી બધું મળીને એક કરોડની છે; અર્થાત્ આખા બંગાળની વસ્તીના ચોથા ભાગ જેટલી છે; પરંતુ અહીં બંગાળી કરતાં બરમી લોકોની સંખ્યા અનેક ગણી વધારે છે. ખૂન, મારામારી કરવામાં બરમીઓ વધારે મજબૂત છે. તેમણે સ્વતંત્રતા ગુમાવ્યાને થોડા જ દિવસો થયા છે, આથી હિંદુસ્તાનના લોકોની માફક તદ્દન શિષ્ટ અને

શાન્ત થઈ ગયા નથી. હિંદુસ્તાન સિવાય બીજા દેશના ઊંચ વર્ગના લોકોની સંખ્યા બહુ ઓછી હોય છે. શિક્ષણનો પ્રચાર વધુ હોવાને લઈને હો કે સ્વભાવની સાલસતાને લઈને હો, પણ મદ્રાસી બ્રાહ્મણો બિલકુલ જ નથી હોતા એમ કહીએ તો પણ ચાલે. અમે જે વખતે પહોંચ્યા તે વખતે જેલમાં પઠાણોનું પ્રમાણ ખૂબ વધારે હતું. બધી જાતિઓને એકત્ર રાખવાને પરિણામે દુર્બળ જાતિઓ ઉપર અયોગ્ય અત્યાચારો પુષ્કળ થાય છે એ કહેવાની કાંઈ જરૂર નથી.

થોડા દિવસ થયા એટલામાં મેં જોયું કે જેલમાં દુર્બળને ન્યાય મળવાનો કશો સંભવ ન હતો. અધિકારીઓની વિરુદ્ધ સાક્ષી આપવાની છાતી કેદીઓમાં બહુ જોવામાં આવતી નથી. બીજાને માટે પોતાને માથે દુઃખ કોણ વહોરી લે? દરેકને પોતપોતાનો પ્રાણ બચાવવાની જ લાગી હોય છે. જેઓ ખુશામત કરવામાં કુશળ હોય છે, જેઓ ખોટી વાત પાણીના ધોધની માફક કહી શકે છે, તેઓ જ અધિકારીઓ આગળ સારા માણસ ગણાય છે અને તેઓ જ પ્રભુપ્રસાદ પામવાને સમર્થ બને છે. બીજા જેઓ ન્યાયની આશાથી બીજાને માટે લડવા જાય તેમના ભાગ્યમાં વિના મેઘે વજ્રપાત થાય છે; ખોટા મુકદ્દમાની જાળમાં પડીને તેઓ અયોગ્ય સજા ભોગવીને મરે છે. પરિણામે જેલમાં જેટલા કેદીઓ આવે છે તેઓમાંનો એક પણ જેલને પરિણામે સારા ચારિત્ર્યનો થઈને જાય એવું માનવાને કારણ નથી.

કેદીઓને ખરેખર સારા બનાવવાનો પ્રયત્ન અધિકારીઓ મુદ્દલ જ કરતા નથી એમ કહું તો યે ચાલે. ખરાબ લોકોને સારા બનાવવામાં જ જેલની સાર્થકતા છે એ વિચાર પણ

તેમનામાં છે એમ લાગતું નથી. કેદી તેમને મન કામ કરવાના એક જાતના યંત્ર જેવો છે, અને જે ઑફિસર કેદીઓને ત્રાસ આપીને જેટલું વધુ કામ કરાવી શકે તેટલો તે કામનો માણસ, તેની ચડતી (Promotion) તેટલી જ જલદી.

વળી એક મજાની વાત એ છે કે તે ગંડુ રાજાના દેશમાં 'ટકે શેર ભાજી ટકે શેર ખાજાં' મળે છે!–બધી જાતના અપરાધને માટે શિક્ષા પામેલા કેદીઓ લગભગ એક જ જાતની વર્તણૂક પામે છે. સખત અથવા હલકી મજૂરીની સાથે હમેશાં અપરાધના ગંભીરપણાનો કે સાધારણપણાનો સંબંધ રહેતો નથી. જ્યારે કોઈ પણ ઠેકાણે નાળિયેરનાં છોડાંની કાથી મોકલવાની જરૂર હોય, ત્યારે બધાને જ છોડાં કૂટવા ઉપર લગાડી દેવામાં આવે છે, અને જ્યારે નાળિયેર અથવા સરસિયાનાં તેલની જરૂર હોય છે, ત્યારે નાના મોટા બધાને જ પકડીને ઘાણીપર ચડાવી દેવામાં આવે છે. બધો જ વેપારી વાણિયાશાહી કારભાર! કેદી સરકાર બહાદુરનો ગુલામ છે; પોતાના શરીરના લોહીનું પાણી કરીને સરકારી ખજાનો તર કરવામાં જ તેઓના જીવનની સાર્થકતા છે!

એક વાર મેં એક પાગલને જેલમાં જોયો હતો. બિચારાનું ઘર વર્ધમાન જિલ્લામાં હતું; જેલમાં તે ઝાડુવાળાનું કામ કરતો હતો. તેના પોતાના ઘર સંબંધી પણ તેની ધારણા અતિ અસ્પષ્ટ હતી. શા માટે તે સજા પામીને કાળાપાણી આવ્યો હતો તે પણ બરાબર જાણતો ન હતો. એક દિવસે મેં તેને પૂછ્યું, "તમે કેટલા ભાઈઓ છો?" તેણે ઉત્તર આપ્યો: "સાત." તેઓનાં નામ કહેવાને તેણે આંગળીના વેઢા ગણીને પાંચ જણનાં નામ કહ્યાં. બાકી બે જણનાં નામ કહેવાનું

કહેતાં તેણે જવાબ આપ્યોઃ "ભૂલી ગયો છું." તેના ખાવા પહેરવાનું કાંઈ ઠેકાણું રહેતું નહિ. કોઈ વાર એકલો જ ચૂપ થઈને બેસી રહેતો, કોઈ વાર વળી આખો દિવસ રસ્તો સાફ કરતો. જરાક ધ્યાન આપતાં જ સમજી શકાય કે આ માણસનું મગજ ખરાબ હતું. તેને ગાંડાની હૉસ્પિતાલમાં ન મોકલતાં કયા ન્યાયાધીશે તેને જન્મ દેશનિકાલની સજા કરી હતી, તે હું કહી શકતો નથી. આવાં દૃષ્ટાન્ત જેલમાં અનેક મળે છે.

આમ છતાં કોઈ કોઈ વાર એક બે એવા ઉસ્તાદ પણ મળે છે, કે જેઓ કામની બીકને લીધે જ ગાંડા બની જાય છે. એક બંગાલીને મેં આવો જોયો હતો. એક દિવસ લાચાર બનીને તેણે માથે કપડું બાંધીને ગીત શરૂ કર્યું. આંખમાં ચુનાનો થોડો ભૂકો લગાવીને બન્ને આંખોને લાલ બનાવી દીધી, અને ફાવે તેમ બકવા લાગ્યો. જમતી વખતે મોં મોં ફેરવીને બેસી રહ્યો. પહેરાવાળાઓ તેને પકડીને જેલરની પાસે લઈ ગયા. જેલરે બે ત્રણ કેળાં લાવીને તેના હાથમાં આપ્યાં. તે બન્ને કેળાં ખાઈ ગયા પછી છાલ પણ મોંમાં મૂકીને ચાવવા લાગ્યો. જેલરે નક્કી કર્યું કે માણસ ખરેખર જ ગાંડો છે, નહિ તો છાલ શા માટે ચાવી ખાય? તે પાછો આવ્યો ત્યારે તેને મેં પૂછ્યું: "હેં અલ્યા, છાલ કેમ ચાવી ગયેલો?" તેણે કહ્યું: "શું કરું. બાબુ સાહેબ, બેટાજીને મૂરખ તો બનાવવો જોઈએ ને? થોડું દુઃખ વેઠયા વિના તે કાંઈ પાગલ થવાતું હશે?"

# પ્રકરણ ૧૦ મું

બંગાળી ભાષામાં " ઊઠતાં લાત, બેસતાં પાટુ " એવી જે કહેવત છે, તેનો અર્થ શો, એ જેલમાં બેચાર દિવસ રહ્યો એટલામાં જ સમજી ગયો. એક તો અમને એક બીજા જોડે વાત કરવાની છૂટ નહિ, તેમાં વળી અમને જ્યાં રાખ-વામાં આવ્યા હતા, ત્યાં માત્ર મદ્રાસી અને બરમી લોકો જ રહેતા હતા. કોઈની પણ વાતનો એક અક્ષરે સમજાય એમ નહોતું. જમવાની વ્યવસ્થા જોઈને તો પ્રબળ વૈરાગ્ય ઉત્પન્ન થાય. રંગુની ચોખાનો ભાત અને જાડી જાડી રોટી તો કદાચ ગમે તેમ ચાલી જાય; પણ અબલનાં ડૂંખાં, દાંડા અને પાંદડાં, બટાટા, છોલાં, સહિત મચાં કેળાં અને પૂંઈ, નાના નાના કાંકરા અને ઊંદરની લીંડી, બધું ભેગું બાફવાથી જે પરમ સ્વાદિષ્ટ વાની તૈયાર થાય છે તેનો શાકને બદલે ઉપયોગ કરવા જતાં આંખમાં પાણી ન આવે એવો ભદ્રલોકનો છોકરો બંગાળમાં દુકાળના દિવસોમાં પણ ભાગ્યેજ મળે.

કામકાજની વ્યવસ્થા પણ ભારે સુંદર હતી! કાળાપાણીમાં નારિયેળ પુષ્કળ થાય છે. એ બધાં સરકારની જ મિલકત ગણાય છે એટલે ત્યાં મુખ્યત્વે કરીને નારિયેળનો જ કારભાર ચાલે છે. નારિયેળનાં છોડાં કૂટીને તેના રેસા બહાર કાઢવા, અને તેમાંથી દોરડાં ભાંગવાં, સૂકાં નાળિયેર અને સરસવ ઘાણીમાં પીલીને તેલ કાઢવું, નારિયેળના ડોયામાંથી હુક્કાની કળી બનાવવી, એ બધાં અહીંનાં મુખ્ય મુખ્ય કામો. એ ઉપરાંત અહીં નેતરનું કારખાનું પણ છે. તેમાં મુખ્યત્વે કરીને નાની ઉંમરના છોકરાઓ જ કામ કરે છે.

ઘાણી ફેરવવી અને છોડાં કૂટવાં એ બે કામો જ સૌથી કઠણ છે. અમારામાંના બારીન્દ્ર અને અવિનાશ તદ્દન દૂબળા અને માંદા હતા એટલે તેમને દોરડી ભાંગવાનું સોંપવામાં આવ્યું; બીજા બધાના નસીબમાં છોડાં કૂટવાનું આવ્યું. સવારના પહોરમાં ઊઠી શૌચ કર્મ કર્યા પછી થોડીવારે બધાને અન્ન અથવા 'કંજી' ગળે ઉતારી 'લંગોટી' વીંટાળી લઈ છોડાં કૂટવા બેસી જવું પડતું. લાકડાના એક ટૂકડા ઉપર એક છોડું મૂકી લાકડાની એક મોગરી વડે કૂટતાં કૂટતાં છોડું નરમ થઈ જાય છે. છોડાં કૂટાઈને નરમ થાય એટલે તેનું ઉપરનું પડ કાઢી નાખવું પડે છે. ત્યારપછી તેને પાણીમાં પલાળી ફરી કૂટવાં પડે છે. કૂટતાં કૂટતાં અંદરનું ભૂસું ખરી પડી ફક્ત રેસા જ બાકી રહે છે. એ રેસાઓ તડકે સૂકવી સાફ કરી રોજ એક શેરનો ગુચ્છો તૈયાર કરવો પડતો.

પહેલે દિવસે તો આ છોડાં કૂટવાનું કામ મોં વકાસીને સમજતાં જ અમને પુષ્કળ વાર લાગી; ત્યારપછી કૂટવા જતાં જોઈએ છીએ તો આખે હાથે ફોલ્લા પડી ગયા છે;

આખો દહાડો માથાઝીક કરી જેમ તેમ કરીને નવટાંક રેસા તૈયાર કર્યા. અષ્ટમીના બકરાની માફક ધ્રૂજતા ધ્રૂજતા ત્રણ વાગે જ્યારે કામ નોંધાવવા ગયા ત્યારે દાંતિયાંની બહાર જોઈને જ આંખો ઠરી ગઈ. ગાળગલોચ મૂંગે મોઢે હજમ કરી જવાની ટેવ કોઈ કાળે હતી નહિ; આજે પરદેશમાં આ શત્રુપુરીમાં સખત મજૂરી અને ગાળાગાળી ઉપર જ આખી જિંદગી કાઢવી પડશે એ વિચારથી જીવ જાણે અકળાઈ ઊઠ્યો. અને તે ગાળાગાળીની યે શી બહાર ! શરદબાબુના કોઈ એક પુસ્તકમાં વાંચ્યું હતું કે ગાળ દેવામાં હિંદુસ્તાનીઓના જેવી લાંબી જીભ બીજી કોઈપણ જાતની નથી હોતી. એક વખત પોર્ટબ્લેરમાં જઈને ભાષાશાસ્ત્રનો અભ્યાસ કરવાની અમો તેમને સવિનય વિનંતી કરીએ છીએ. હિંદુસ્તાનીની સાથે પંજાબી, પઠાણ અને બલુચોએ મળીને અમૃતનો જે ફુવારો ત્યાં છૂટો મૂક્યો છે, તેનું આસ્વાદન કરવાનું જેને જેને એક-વાર નસીબયોગે મળ્યું છે, તે બધા એ રસમાં તરબોળ થઈ ગયા છે. સાત જન્મ સુધી એ ભાષાતત્ત્વનો અભ્યાસ કરે તોયે આપણા દેશના ઢેડભંગીઓ સુદ્ધાં એ રસના યોગ્ય અધિકારી થઈ શકે કે કેમ એ વિષે શંકા છે ! બીભત્સતામાં પણ આટલી બધી વિવિધતા હોઈ શકે, એની મને પહેલાં ખબર નહોતી.

કોઈ કોઈ વાર એકાદ પહેરાવાળો થોડી સારી વાત પણ બોલી જતો. એક દિવસે સાંજે ગાળો ખાઈ ખાઈને મોં ચઢાવીને હું કોટડીમાં બેસી રહ્યો હતો એવામાં એક પઠાણ પહેરાવાળાએ પૂછ્યું: "બાબુ, શું થયું છે?" મેં ગાળ ખાધાની વાત કહી. બધું સાંભળીને તે બોલ્યો: "જુઓ બાબુ, હું લગભગ ચારપાંચ વરસથી જેલમાં છું. ગાળ ખાવાથી જેઓ

ઘૂંધવાઈને બેસી રહે છે તેઓ કાં તો ગાંડા થઈ જાય છે, અથવા મારામારી કરીને ફાંસીએ જાય છે. એ બધું મનમાંથી ખંખેરી કાઢવું એ જ સારું છે. ખુદા તાલાના હુકમથી આવું હમેશાં નહિ રહે." વણમાગ્યો ઉપદેશ ઘણે ભાગે ગમતો નથી, પણ પઠાણને મોઢે ખુદા તાલાનું નામ તે દિવસે બહુ જ મીઠું લાગ્યું હતું. માણસ જ્યારે છેક જ આશ્રય વિનાનો થઈ જાય છે અને તેને કશું જ સૂઝતું નથી હોતું ત્યારે તેને અશરણશરણની યાદ આવે છે. એટલે જ જેલમાં જબરદસ્ત બદમાશો પણ માળા લઈને નામ જપતા જોવામાં આવે છે. શરૂઆતમાં આ બધું જોઈને મને હસવું આવતું. ત્યારપછી એમ થવા લાગ્યું કે એમાં હસવાનું શું છે? આર્તભક્તની પણ ભગવાનના ભક્તમાં જ ગણતરી થાય છે!

છોડાં કૂટીને, આમલીનાં પાંદડાંની ભાજી અને ગાળ ખાઈને ગમે તેમ કરી દિવસનું પાપ પૂરું કરવા લાગ્યો; પણ ઉપદેવતા (ભૂત પિશાચો)ના ઉપદ્રવને લીધે જીવન લગભગ અસહ્ય થઈ ગયું. દેશમાંની જેલમાં જેમ ભૂખરી અને કાળી પાઘડી હોય છે તેમ કાળાપાણીમાં વાર્ડર, પેટી ઑફિસર, ટિન્ડલ અને જમાદાર હોય છે. સામાન્ય કેદી જ પાંચસાત વરસ સજા ભોગવે એટલે પછી આ બધી જગ્યાએ તેને ચડાવવામાં આવે છે; પણ કાળાપાણીમાં નાનાં મોટાં અનેક પ્રકારનાં કામોનો ભાર અને જવાબદારી આ લોકો ઉપર જ નાખવામાં આવેલાં છે. યમરાજના કેદખાનાના પહેરાવાળા એ લોકો જ છે. નાનપણમાં એક સુરસિક બંગાળી વક્તાને મોઢે સાંભળ્યું હતું કે જે આખે શરીરે માર મારે તે જ માસ્તર મને પણ ધીમે ધીમે મનમાં ખાત્રી થવા લાગી હતી કે 'પ્રહાર' શબ્દ સાથે 'પ્રહરી' ને જરૂર કંઈ સંબંધ હોવો

જ જોઈએ. ગાળાગાળી અને મારપીટમાં એ લોકો બધા જ સિદ્ધહસ્ત હોય છે. "રામલાલ ફાઇલમાં વાંકો બેઠો છે, લગાવ એની બોચી પર બે ધપ્પા; મુસ્તફા કહેતાં વેંત ઊભો નથી થતો, કાપી લો એની મૂછ; બકાઉલ્લાને પાયખાનામાંથી આવતાં વાર થઈ છે, ત્રણ ડંડા લગાવી એની પૂંઠ જરા ઢીલી કરો" આવા આવા જાતજાતના સદુપાયો વડે તેઓ જેલમાં શિસ્ત જાળવે છે.

કેદીઓ ઘણીવાર ગળામાં કોથળી બનાવીને પૈસા છુપાવી રાખે છે; જાતજાતના અત્યાચાર કરી કેદીઓ પાસેથી એ પૈસામાં ભાગ પડાવવો એ જ પહેરાવાળાઓનો મુખ્ય હેતુ હોય છે. અમારી પાસે કંઈ પૈસા હતા નહિ, અમારે ક્યાં જવું? બારીન્દ્ર છેક નબળો અને સુકલકડી હતો એટલે તેને દરરોજ ઈસ્પિતાલમાંથી બાર ઔંસ દૂધ મળે એવો બંદોબસ્ત થયો હતો. અમારા પેટી ઑફિસર ખોયદાદમિયાંના મોંમાં તેટલું દૂધ રેડી દેતો ત્યારે તે અત્યાચારમાંથી બચવા પામતો. ખોયદાદ ભારે નિમાજી મુસ્લાં હતો; પાકો "ખુદાનો બંદો" તે પોતાની મૂછ કતરાવેલા મોમાં દૂધ રેડતાં રેડતાં કહેતો, "યા બિસ્મિલ્લા! ખુદાને ક્યા અજબ ચીજ પૈદા કિયા!"

બીજી મુશ્કેલીની વાત એ કે આ બધા અત્યાચારોનો કશો ઉપાય જ નથી. જ્યાં રક્ષક જ ભક્ષક બને ત્યાં જિવાય શી રીતે?

આ પ્રમાણે છ મહિના જતાં ન જતાંમાં તો નાશક, ખુલના અને અલાહાબાદથી દસ બાર રાજદ્વારી કેદીઓ આવી પહોંચ્યા. એકંદરે અમારી સંખ્યા વીસ બાવીસની થઈ.

આ વખતે અમારા ભાગ્ય ગગનમાં નૂતન જેલ સુપરિ-

ન્ટેન્ડન્ટ રૂપી ધૂમકેતુનો ઉદય થયો. અમારું નસીબ હવે પૂરેપૂરું ફૂટી ગયું. તેઓ આવ્યા તેના થોડા દિવસમાં જ તેમણે અમારામાંના કેટલાક પાસે ઘાણીમાં તેલ પિલાવવાનો બંદોબસ્ત કર્યો. ઉલ્લાસકરને સરસવ પીલવાની જે ઘાણીએ જોડવામાં આવ્યો તે ઘણે ભાગે આપણે ત્યાંના ઘાંચીના ઘરની દેશી ઘાણી જેવી જ હતી; અને હેમચંદ્ર, સુધીર, ઇન્દુ વગેરે બાકીના કેટલાક જણને જે ઘાણીએ મોકલવામાં આવ્યા તે હાથ વડે ફેરવવાની હતી. દરરોજ દરેક જણને દસ રતલ સરસવનું અથવા ત્રીસ રતલ કોપરાનું તેલ પીલવું પડતું. મોટા મોટા પહેલવાનો પણ ઘાણી ફેરવતાં ફેરવતાં ઠંડા થઈ જતા; અને અમારી શી દશા થઈ તે મોઢે વર્ણવી શકાય એમ નથી. જે ભાગમાં તેલ પીલવામાં આવતું ત્યાં તે વખતે બે પઠાણું પેટી ઑફિસરો જ કર્તાહર્તા હતા. ત્યાં દાખલ થતાં જ તેઓમાંના એકે પોતાની મુક્કી અમારા નાક ઉપર રાખી ખૂબ મોટે અવાજે સમજાવી દીધું કે કામકાજ બરાબર ન કર્યું તો તમારાં નાક મુક્કી મારીને ચપટાં કરી નાખીશ. પણ નાકની ભાવિ દુર્દશાનો વિચાર કરવામાં વખત બગાડી શકાય એમ હતું નહિ. ઝટપટ ખાંધ ઉપર પચાસ પાઉંડ કોપરાંનો કોથળો અને હાથમાં એક બાલદી લઈ ત્રીજે માળે જઈ કામ શરૂ કરવું જોઈએ. અને એતે કાંઈ કામ હતું?—રીતસરનું મલ્લયુદ્ધ જ જોઈ લો. આઠદસ મિનિટમાં જ હાંફ ચડી ગઈ અને જીભ સુકાવા લાગી! એક કલાકમાં જ શરીર અને હાથપગ જાણે અકડાઈ ગયાં. રોષમાં ને રોષમાં મનમાં મનમાં સુપરિન્ટેન્ડન્ટ સાહેબના બાપનું શ્રાદ્ધ કરવા લાગ્યો, પણ એ ક્રોધ નકામો હતો! એક વખત એવો વિચાર આવ્યો કે પોક મૂકીને રડીશ તો કદાચ આ બલા ટળશે. પણ શરમના માર્યા રડાયું

નહિ. દસના ટકોરા પછી જ્યારે જમવા માટે નીચે ઊતર્યો ત્યારે હાથે ફોલ્લા પડી ગયા હતા, આંખે રાતાં પીળાં દેખાતાં હતાં અને કાનમાં જાણે કંસારીઓ બોલી રહી હતી. સૌ પહેલાં હેમચંદ્ર એક ખૂણામાં બેઠેલા નજરે પડ્યા. મેં પૂછ્યું; "દાદા, કેમ છો ?" દાદા બે હાથ બતાવીને બોલ્યાઃ "દાત્ર મૂતો મુરારિ" પણ હાથ અકડાઈને લાકડા જેવા થઈ જાય કે પત્થર જેવા થઈ જાય, તેના મનનું બળ કદીયે તલભાર પણ ઓછું થયેલું કદી જોયું નથી. દુઃખો અને કષ્ટો હસતે મોઢે સહન કરવામાં અને ભયંકર અત્યાચારોમાં અવિચળ રહી ભાવિ કાર્યનો જ વિચાર કરવામાં હેમચંદ્ર એક રીતે જોતાં અદ્વિતીય હતા. હેમચંદ્રને અકળાઈ ગયેલા કોઈક જ વાર કોઈએ જોયા હશે. જુલમથી અકળાઈ જઈ જ્યારે જ્યારે કોઈએ ગમે તે કાંઈ કરી બેસવાનો વિચાર કર્યો હશે ત્યારે ત્યારે હેમચંદ્રે જ પોતાના મનોબળનો સંચાર કરી તેમને તેમ કરતા વાર્યા હશે.

એટલું મનોબળ અમારામાં નહોતું. એક તો આંદામાન નિશાબારના મેન્યુઅલ પ્રમાણે જન્મ દેશનિકાલ એટલે પચીસ વરસ સુધી આ નરક ભોગવવાનું; તેમાં વળી છુટકારાનો આધાર સરકાર બહાદુરની મરજી ઉપર. મનમાં એમ થવા માંડયું કે એનાં કરતાં તો ગળે ફાંસો ખાઈ લઉં; પણ હિંમત ન ચાલી એટલે મેળે મેળે જ બને એટલું તેલ પીલી પીલીને સરકારની તેલની વખાર ભરવા લાગ્યો.

એક દિવસની અપેષ્ટાની વાત બરાબર યાદ છે. સવારથી સાંજ સુધી ધાણી ફેરવ્યા છતાં ત્રીસ રતલ તેલ પૂરું ન કરી શકયો. હાથ પગ કહ્યું નહોતા કરતા. માથે ફેર આવી પડી

જાઉંશ એમ લાગતું હતું. તે ઉપરાંત આખો દિવસ પહેરાવાળાને મોઢે કામને માટે ગાળો ખાધી હતી. સાંજે મને જેલર પાસે લઈ ગયા. જેલરે તો મધુર ભાષામાં મારા બાપનું શ્રાદ્ધ પતાવી પૂઠ પર નેતર લગાવવાની બીક બતાવી. પાછો આવીને જમવા તો બેઠો પણ શું જમું ? દુઃખ અને ક્રોધને લીધે પેટ ફૂલી ગયું હતું અને ગળુ રૂંધાઈ ગયું હતું. એક હિંદુ પહેરાવાળાના મનમાં જરા દયા આવી: તે બોલ્યો: "બાબુલોક તકલીફ મેં હૈ. ખાના જાસ્તી દો." આ શબ્દો સાંભળીને પોક મૂકીને રડી પડવાનું મન થયું. પોતાનું ગળું પોતાને હાથે જ દબાવી ધર્યું. આવે વખતે લાત કે ઝાડુ સહન થાય, પણ સહાનુભૂતિ ન સહેવાય.

રવિવારે પણ કામના પંજામાંથી છુટકારો નહિ. નીચેથી બાલદી ભરી ભરીને પાણી ઊંચકી લઈ બીજા અને ત્રીજા માળનો વરંડા નારિયેળનાં છોડાં વડે ઘસી ઘસીને સાફ કરવો પડતો; એક દહાડો આમ સાફ કરતી વખતે મેં ઉલ્લાસકરને થોડે દૂર કામ કરતો જોયો. વાત કરવાનો હુકમ નહોતો. તો પણ વાત કરવાનું ખૂબ મન થઈ આવ્યું. એક બે ડગલાં કરતાં કરતાં આગળ જઈ ઉલ્લાસકરની પાસે જઈ તેને બોલાવતાં વેંત જ મારી પીઠ ઉપર ધૂમ કરતી એક જબરદસ્ત મુક્કી પડી. પાછળ મોં ફેરવતાં વેંત જ ગાલ ઉપર એક મુક્કી પડી ! મૂર્તિમાન જમદૂત જેવો પઠાણ પ્રહરી મહમ્મદશા આ પ્રમાણે સરકારી હુકમનો અમલ અને શિસ્તનું પાલન કરતો હતો.

તે વખતે તો આ પ્રમાણે થોડા દિવસ કાઢી ઘાણીના હાથમાંથી છુટકારો પામ્યો. પણ જેલર છોડે એમ નહોતો. થોડા જ દિવસ પછી ફરી ઘાણીમાં મોકલવાનો હુકમ કર્યો. પણ હું તે વખતે મરણિયો થઈને ઊભો હતો. એકદમ સાફ

સાફ જવાબ આપી દીધો, "હું ઘાણી ચલાવવાનો નથી. તમારાથી જે થાય તે કરો." જેલર તો સળગી ઊઠયો. એક કોટડીમાં પૂરીને વારાફરતી હાથકડી, બેડી, અને કંજીશેટીનો હુકમ કર્યો. આખરે શરીર જ્યારે તદ્દન ભાંગી પડવા આવ્યું ત્યારે ફરી છોડાં કૂટવાનો અધિકાર મળ્યો. પણ છોડાં કૂટવે પણ કંઈ જંપ્યાસ છે? પહેરાવાળાઓ—ખાસ કરીને પઠાણ અને પંજાબી મુસલમાનો—એ નક્કી કરી મુકયું હતું કે અમોને દબાવવાથી અમલદારોના વહાલા થઈ શકાય છે. એટલે તેઓ હંમેશાં અમને મુશ્કેલીમાં નાખવાને પ્રયત્ન કર્યા કરતા. નાની બાબતોને માટે કેટલા જણને સહન કરવું પડયું હતું તેનો કંઈ હિસાબ નથી. એક દહાડો પગમાં બેડી પહેરીને કોટડીમાં સૂકાં છોડાં કૂટતો હતો. દારુણ ગરમી અને સખત મહેનતને લીધે માથાથી તે પગ સુધી પરસેવાનાં ઝરણાં વહેતાં હતાં. છોડાં કૂટવાની મોગરી વારેવારે ઊછળીને મારું જ માથું ભાંગવા મથતી હતી. એવામાં કોટડીની બહાર એક પંજાબી મુસલમાન પહેરાવાળાને જોઈ, મેં છોડાં પલાળવા માટે જરા પાણી માગ્યું. તેણે એકદમ દાંતિયાં કરી જવાબ દીધો: "ના, ના, એ નહિ બને. એ સૂકાં છોડાં જ કૂટવાં પડશે." મારો મિજાજ પણ કંઈ બહુ સારો નહોતો. મેં કહ્યું: "પાણી ન આપવું હોય ન આપીશ. પણ આટલા બધા દાંતિયા શાનો કરે છે?" પહેરાવાળો ખિજવાઈ ગયો: "કયા, ગુસ્તાખી કરતા?" મેં જોયું કે હવે પાછા હઠયે ન ચાલે. કહ્યું; "કેમ, તું નવાબજાદો છે કે શું?" બોલતાં વેંત જ પઠાણે બારીમાંથી હાથ લંબાવી મારા ગળાનો ટોટો પકડી એવો તો આંચકો માર્યો કે બારીના લોઢાના સળિયા સાથે મારું માથું પછાડયું. મારો ક્રોધ એવો પ્રચંડ થઈ ગયો કે જો

તે કોટડીની અંદર હોત તો કદાચ તેના માથામાં મોગરી ચોડી દેત. કંઈક તો કરવું જ જોઈએ, પણ શું કરવું? આખરે તેનો હાથ પકડીને એવું તો બચકું ભર્યું. કે તેના હાથમાંથી દડદડ લોહી પડવા લાગ્યું. આવો હાથ લઈને તે જેલર પાસે ફરિયાદ કરવા દોડયો. પણ રસ્તામાં અમારો મિત્ર એક હિન્દુ પેટી ઑફિસર તેને થોડા મીઠા શબ્દો કહી થોડી બીક બતાવી પાછો વાળી લાવ્યો. પહેરાવાળાઓ સાથે બીજી પણ એક વાર આવો ઝઘડો થયો હતો. પણ મેં જોયું કે જેઓ આગળ તેઓ હારી જાય છે તેમના જ તેઓ ભક્ત થઈ જાય છે. દુર્બળો ઉપર અત્યાચાર બધે જ થાય છે, અને એ અત્યાચાર પઠાણો જ વિશેષ કરે છે. પણ પઠાણોમાં હજારો દોષ હોય પણ એક ગુણ મેં એ જોયો છે કે જેને એક વખત મિત્ર તરીકે સ્વીકારે છે તેને પોતાના જીવને જોખમે પણ મદદ કરે છે. તેઓમાં ક્રૂરતા પુષ્કળ છે, પણ તેઓના મનની દઢતા આપણા દેશના લોકો કરતાં વધુ છે. હડતાલ વખતે જેલર અમોને દબાવવાને માટે અમારા ઉપર પઠાણ પહેરાવાળાઓ મૂકતો; પણ પઠાણ ઘણી વખત અમારા ખાસ મિત્રો થઈ પડતા. જેલમાં પક્ષાપક્ષીનો કંઈ પાર નથી. પ્રબળ પક્ષને પોતાના પક્ષમાં રાખી અમે આત્મ-રક્ષણ કરવાનો પ્રયત્ન કરતા.

હિંદુ મુસલમાનનો ભેદ જેલખાનામાં કોઈ કોઈ વાર તીવ્ર થઈ જતો. સ્વધર્મીઓ પ્રત્યે મુસલમાનોમાં સ્વાભાવિક રીતે જ વિશેષ હમદર્દી હોય છે. એટલે જેલમાં અમલ બજાવવાની જગ્યાઓ મુસલમાનોના હાથમાં રહે એવો પ્રયત્ન તેઓ હમેશાં કર્યા કરતા. વળી જાત-

જાતની લાલચો બતાવી તેઓ હિંદુને મુસલમાન બનાવવાનું પણ છોડતા નહિ. ગમે તે ઉપાયે હિંદુને મુસલમાન રસોડાની રસોઈ જમાડી તેની મૂછ કાપી એક વખત કલમો પઢાવી દીધો કે બેહેસ્તમાં ખુદાતાલા તેને માટે ખાસ આરામનો બંદોબસ્ત કરવાના છે એવી ખાત્રી લગભગ એકે એક મુલ્લાંને હોય છે. અને કાળા પાણીના આર્ત્તભક્તોમાં મુલ્લાંઓની કાંઈ ખોટ નથી હોતી. એટલે હિંદુના ધર્માંતર બાબત બંને પક્ષની ધર્મ-ધ્વજાઓમાં હમેશાં ઝઘડો ચાલ્યા કરતો. એકાદ હિંદુ—અને ખાસ કરીને બ્રાહ્મણ—નો છોકરો જો ઘાણી પીલવા જાય તો પાંચ સાત મુલ્લાં મળીને તેને જાતજાતની મુસીબતમાં નાખવાનું કાવતરું રચે અને જો તે મુસલમાન થઈ જાય તો તેના દિવસો કેવા આરામમાં જશે એ વિષે તેને જાતજાતની લાલચ બતાવે. મુસલમાનોની પેઠે આર્યસમાજીઓ પણ જેલમાં પ્રચાર કાર્ય કર્યા કરે છે, અને ધર્મભ્રષ્ટ હિંદુઓને આર્યસમાજમાં લઈ લેવાના પ્રાણુપણ પ્રયત્નો કરે છે. સામાન્ય હિંદુઓમાં એવો આગ્રહ જોવામાં આવતો નથી. તેઓ તો જુથમાંથી બહાર કાઢી મૂકવામાં જ સમજે છે, નવા કોઈને જુથમાં ખેંચી લેવાનું સામર્થ્ય તેઓમાં નથી હોતું! આ પક્ષાપક્ષીને પરિણામે, બીજું થાય કે ન થાય, પણ હિંદુઓની ચોટલી અને મુસલમાનોની દાઢી ત્યાં પુષ્કળ વધી ગઈ છે. બંગાળના હલકી જાતના જે લોકો દેશમાં કદી પણ ચોટલી રાખતા નથી હોતા તેઓ પણ કાળા પાણી જઈને હાથ દોઢેકની ચોટલી રાખી બેસે છે. અને મુસલમાનો ડોલતા બોલતા "અલીની સાથે હનુમાનનું યુદ્ધ" "શિવની સાથે મહમ્મદની લડાઈ," "સોનાભાન બીબીની વાર્તા" વગેરે અદ્‌ભુત ચિત્રવિચિત્ર આખ્યાનો વાંચીને પરલોક માટે ભાથું ભેગું કરવા મંડી જાય છે. અમે હિંદુ મુસલમાન

બધાના જ હાથના રોટલા બેધડક ખાઈએ છીએ એ જોઈને શરૂઆતમાં તો અમારી પરલોકમાં સદ્‌ગતિ થશે એવી આશાથી મુસલમાનોના મોં ઉપર તેજ આવ્યું હતું, અને હિંદુઓ જરા ખિન્ન થયા હતા; પણ આખરે લાચાર થઈને બંને પક્ષે નક્કી કર્યું કે અમે હિંદુયે નથી, મુસલમાને નથી અમે બંગાળી છીએ! રાજદ્વારી કેદી નામે આખરે એક જ નામે ઓળખાતા—બંગાળી.

દુઃખની વાત છે, શરમનીયે ખરી કે પક્ષાપક્ષી માત્ર સાધારણ કેદીઓમાં જ નહોતી રહી. રાજદ્વારી કેદીઓમાં પણ પક્ષાપક્ષીની ખોટ નહોતી. અમારી સંખ્યામાં વધારો થવાની સાથે જ પક્ષાપક્ષી પણ બરાબર જામવા લાગી. જેમણે ટોલ્સ્ટોયનું 'રેસરેકશ' (નવો અવતાર) આ નામનું પુસ્તક વાંચ્યું છે, તેમને ખબર હશે કે તે પુસ્તકમાં વિપ્લવમાર્ગીઓનું માનસ કેટલી સુંદર રીતે વર્ણવેલું છે. એ વર્ણન કેટલું સાચું છે તે પોતાના જુથ તરફ નજર કરતાં જ સમજાઈ ગયું. સાચે સાચ જ સામાન્ય વિપ્લવમાર્ગીઓ પોતાને જરા મોટા જ લેખે છે. જરા અહંકાર અને આત્મવિશ્વાસનું પ્રમાણ વધારે હોય છે એથી જ કદાચ તેઓ કામમાં આગળ વધી શક્તા હશે. પણ મને લાગે છે કે તેઓના સ્વભાવમાં જેટલી તીવ્રતા હોય છે તેટલી ગંભીરતા હોતી નથી. તેઓ સામાન્ય રીતે કલ્પનાપ્રધાન અને એકદેશદર્શી હોય છે; અને તેઓમાંના ઘણાખરા લાગણીપ્રધાન (neurotic) હોય છે. રાજદ્વારી કેદીઓમાં કોઈ નવો જુવાનિયો આવતો કે તરતજ હું તપાસ કરતો કે તેની માના કુટુંબમાં કે બાપના કુટુંબમાં ત્રણ પેઢીમાં કોઈને ગાંડપણ આવ્યું હતું કે નહિ. ઘણે ભાગે ગાંડપણ હોવાનું

માલુમ પડતું. અમારા પુરાણા મિત્રો કદાચ મારા ઉપર આ સાંભળીને ગુસ્સે થશે, પણ ક્રોધનો એવો અપવ્યય કરવાનું કંઈ કારણ નથી, કારણ હું પણ તેમના જ ટોળામાંનો છું અને મારાં દાદી ગાંડાં હતાં !

વિપ્લવમાર્ગીઓનું આ સ્વભાવગત વિશેષત્વ જેલ બહાર તો કામકાજની ધાંધલમાં ઘણી વાર દબાઈ રહે છે પણ જેલમાં બીજી કોઈ પક્ષાપક્ષી રૂપે દેખા દે છે. કયા પક્ષે વધુ કામ કર્યું છે, કયો પક્ષ ગોટલી મારી ગયો છે, કયો નેતા સાચો, કયો નેતા જૂઠો—આવી આવી શોધખોળનો કંઈ પાર નહોતો ! અને લગભગ દરેક પક્ષ પોતાને 'આદિ અને અકૃત્રિમ' સાબિત કરવા માટે એક બીજાની સામે સાચા ખોટા આરોપો ઊભા કરતો. આ પ્રતિષ્ઠા પામવાના પ્રયત્નમાં પ્રાંતિક ઈર્ષ્યા ભળતાં આખી વસ્તુ તદ્દન બીભત્સ થઈ જતી. રાષ્ટ્રીય ઐક્યને નામે કેટલી વિચિત્ર વાતો ફેલાવવામાં આવતી તેનો કંઈ પાર નથી. મરાઠી નેતાઓ કોઈ કોઈ વાર એવું સાબિત કરવા બેસતા કે બંકીમચંદ્રના "વંદે માતરમ્" ગીતમાં સપ્તકોટી કંઠની વાત આવે છે. ત્રીસ કોટીકંઠની વાત આવતી નથી, અને બંગાળી કવિએ "બંગ આમાર, જનની આમાર" લખ્યું છે, એટલે બંગાળાઓની રાષ્ટ્રભાવના બહુ સંકુચિત છે. એક પંજાબી આર્યસમાજી નેતાને પોતાનો બંગાળીઓ પ્રત્યેનો દ્વેષભાવ ફેલાવવાનો બીજો કોઈ માર્ગ જડયો નહિ એટલે એક દિવસ કહેવા લાગ્યા,—"રામમોહન રાયે આ દેશમાં અંગ્રેજી શિક્ષણ શરૂ કરવાની અંગ્રેજોને સલાહ આપી હતી એટલે તેઓ દેશદ્રોહી અને વિશ્વાસઘાતી હતી." આવી દલીલોનો ગાંડાંની ઇસ્પિતાલ સિવાય બીજો ઉત્તર ન હોય. મરાઠી નેતાઓના મનમાં આ બંગાળી પ્રત્યેના દ્વેષની લાગણી કંઈક વધુ પ્રબળ હોય એમ

લાગે છે. હિંદુસ્તાનમાં જો એકતા સ્થાપન કરવી હોય તો તે મરાઠાઓની આગેવાની હેઠળ જ થવી જોઈએ, એવો તેમના મનનો ભાવ હોય એમ લાગે છે. હિંદુસ્તાનીઓ અને પંજાબીઓ તો ગમાર, બંગાળીઓ તો વાતોડિયા, મદ્રાસીઓ તો દૂબળા અને બાયલા, એક માત્ર પેશવાના વંશજો જ પુરુષ નામને યોગ્ય,—જુદી જુદી દલીલોમાંથી આ એક સુર તરી આવતો.

# પ્રકરણ અગિયારમું

અમારા માંહોમાંહેના આંધળા વિરોધને લીધે અમે ઘણા દિવસ સુધી અમલદારોના અત્યાચારમાં દખલ કરી શક્યા નહિ. આખરે કષ્ટ જ્યારે પુષ્કળ વધી ગયું, ત્યારે માંહોમાંહેનો વિરોધ દબાઈ જઈ, હડતાલની તૈયારી શરૂ થઈ. આ બાબતમાં મુખ્ય કામ કરનાર શ્રીમાન નંદગોપાળ હતા. નંદગોપાળ પંજાબી ક્ષત્રિય હતા. ઊંચા બાંધાના સુંદર પુરુષ હતા. ૧૨૪ (ક) કલમ પ્રમાણે તેમને દશ વરસની કાળા પાણીની સજા થઈ હતી. તેઓ ઘાણીમાં જઈને એક નવો જ કાંડ કરી બેઠા. શરૂઆતમાં કહ્યું: "આટલા જોરથી ઘાણી ફેરવવી મને નહિ ફાવે." ઘાણી શક્તિ પ્રમાણે ધીમે ધીમે ફરવા લાગી; પરિણામે દસ વાગે ત્રીજા ભાગનું યે તેલ પિલાયું નહિ. દસ વાગે નીચે આવી સામાન્ય કેદીઓ પાંચસાત મિનિટમાં જ ઝટપટ જમી લઈ ફરી પાછા કામ કરવા દોડી જાય છે. દસથી બાર વાગ્યા સુધીનો વખત કાયદા પ્રમાણે ભોજન અને આરામને માટે નક્કી થયેલો હોવા છતાં કામ રખેને પૂરું ન થાય એ બીકે તેઓ આરામ લેવાની હિંમત કરતા નથી. કામ વહેલું પૂરું

થઈ જાય તો હાથ પગ લંબાવી જરા થાક ખાવા પણ પામે. નંદગોપાળને એ બીક નહોતી. પેટી ઑફિસરે આવીને ઝટપટ ખાઈ લેવાનો તેમને હુકમ કર્યો. નંદગોપાળે તેને હસતે મોંઢે આરોગ્યશાસ્ત્રનો નિયમ સમજાવીને કહ્યું : "ઉતાવળા ઉતાવળા ખાઈએ તો હોજરી બગડવાનો બહુ સંભવ હોય છે; અને મારે દસ વરસ સુધી સરકાર બહાદુરના મહેમાન તરીકે રહેવાનું જ છે, તો કોઈ પણ કારણે પોતાની તબિયત બગાડી સરકારનું નામ બદનામ મારાથી શી રીતે થાય." જેલર સાહેબ પાસે રિપોર્ટ પહોંચ્યો; તેમણે આવીને જોયું તો નંદગોપાળ ધીરે ધીરે કોળિયો બનાવી બત્રીસ દાંતે ચોસઠ વાર ચાવી એક એક કોળિયો ગળે ઉતારી રહ્યા હતા. ભારે બૂમ બરાડા પાડી તેમણે નંદગોપાળને સમજાવી દીધું કે કામ વેળાસર પૂરું ન થયું તો ફટકા આવ્યા જ જાણજો. નંદગોપાળે તદ્દન ભલા માણસની માફક આરોગ્યરક્ષણના નિયમની પુનરાવૃત્તિ કરી જેલર સાહેબને મધુર હાસ્ય કરીને કહ્યું કે સરકાર બહાદુરે દસથી બારનો વખત આહાર અને આરામ માટે રાખ્યો છે, એટલે હું પોતે તો એ કાયદાનો ભંગ કરવાનો જ નથી; અને વધારામાં, જેલર સાહેબ પણ એ કાયદાનો ભંગ ન કરે, એ વિષે પણ હું તપાસ રાખતો રહીશ. એ કહેવાની કંઈ જરૂર નહિ હોય કે આ સાંભળીને જેલર સાહેબનું મન ઠરી ગયું! તે ધૂંઆંપૂંઆ થતા માનમાં ને માનમાં ત્યાંથી ચાલ્યા ગયા. ભોજન યથાસમયે પૂરું કરી નંદગોપાળ કોટડીમાં દાખલ થયા. સલવાયલા પેટી ઑફિસરે ધાર્યું કે હવે કામ શરૂ થવાનું, પણ નંદગોપાળ તો એક કામળો લઈને ધીરે રહીને સૂઈ ગયા. અસહ્ય ગાલીપ્રવાહથી પણ તેમના આરામમાં ખલલ ન પડી. સત્યાગ્રહ (Passive Resistanec)માં તેઓ મહાત્મા

ગાંધીના યે ગુરુ હતા! બાર વાગે ઊઠી નંદગોપાળે વળી એક કલાક ઘાણી ફેરવી, અને જ્યારે જોયું કે બાલદીમાં પંદર પાઉંડ તેલ થઈ ગયું છે ત્યારે બાકીના કોપરાની વાટી કોથળામાં ભરી દઈ ગુપચુપ બેસી રહ્યા. કામ તો હજી અર્ધું જ થયું. બાકીનું અર્ધું કોણ કરવાનું? નંદગોપાળે કહ્યું, "જેને ફાવે તે કરે. હું કંઈ સાચે સાચો જ ઘાંચીનો બળદ નથી કે આખો દહાડો તેલ પીલું. આખા દહાડામાં છ પૈસાનોય ખોરાક મળતો નથી, ત્રીસ પાઉંડ તેલ શી રીતે પીલવું?"

અમલદાર વર્ગમાં ભારે હો હા થઈ ગઈ. ધમપછાડા પણ પુષ્કળ થયા; પણ નંદગોપાળનું મોં તો નિર્વિકાર પરમ પુરુષની માફક શાંત અને સદા સ્મિતભર્યું જ રહ્યું. નંદગોપાળ પાસેથી ત્રીસ પાઉંડ તેલ મળવાની કશી જ આશા નથી એ જોઈને સુપરિન્ટેન્ડન્ટ સાહેબે તેમને પગમાં બેડી પહેરાવી અને બીજો હુકમ થતાં સુધી કોઠડીમાં પૂરી રાખવાનો હુકમ ફરમાવ્યો.

આ પ્રમાણે બીજો યે એક મહીનો વીતી ગયો. એ દરમિયાન જેલર સાહેબે નંદગોપાળની સાથે કંઈ સમાધાન કરી નાખ્યું. તેમણે કહ્યું કે ચાર દિવસ પૂરી વરધી આપશો તો ભવિષ્યમાં તમને ઘાણીના કામમાંથી છુટ્ટી આપીશ. નંદગોપાળ પણ તૈયાર થયા અને થોડીવત્તી બીજાની મદદ લઈ ચાર દિવસ પૂરું કામ નોંધાવી તે વખતે તો છૂટયા.

પણ એ છુટકારાનો આનંદ ઝાઝા દિવસ ટક્યો નહિ. થોડા જ દિવસ પછી ફરી તેમને મોટી ઘાણીમાં તેલ પીલવાનું સોંપાતાં તેમણે તે કામ કરવાની ના પાડી. પરિણામે બેડી અને બંધ કોઠડી. એવો હુકમ ફરી વછૂટ્યો કે ફરીથી બધાને

ત્રણ દિવસ સુધી જેલમાં ઘાણી ફેરવવી પડશે. એક તો અમે બધા અચોક્કસ મુદત માટે જેલમાં પુરાયેલા, તેમાં વળી રોજ રોજ આ ઘાણીની બીક. બધાય સમજી ગયા કે કામ-કાજ સંબંધે કોઈ સારો બંદોબસ્ત ન કરી લઈશું તો પોર્ટ-બ્લેરમાં જ ભવલીલા પૂરી કરવી પડશે. સજા તો છે જ, ત્યારે વળી પોતાને હાથે પોતાને શા માટે સજા કરવી ? ઘણાએ આ વખતે ઘાણીમાં કામ કરવાની ના પાડી. હડતાલ શરૂ થઈ ગઈ.

અમલદારોએ પણ રુદ્ર સ્વરૂપ ધારણ કર્યું. આખા જેલ-ખાનામાં જાણે એક આનંદોત્સવ મચી રહ્યો. સજા ઉપર સજા ચાલવા લાગી. ચાર દિવસ કાંજી અને સાત દિવસ દંડાબેડી, એ જ સામાન્ય રીતે સજાનું પહેલું પગથિયું હતું. ઊકળતા પાણીમાં ચોખાનો લોટ નાખવાથી જે સુંદર વાની બને છે તે જ અમારી કાંજી. એનાં જ માપ ભરી ભરીને એક એક પાઉંડને હિસાબે દિવસમાં બે વાર ખાવા આપતા, અને કેદી કેમે કર્યો બીજું કંઈ ખાવાનું ન પામે તે બાબત જાપ્તો રાખવામાં આવતો. જેલના શાસ્ત્ર પ્રમાણે ચાર દિવસથી વધુ આ કાંજી (Penal Diet) ખવરાવી શકાતી નથી, પણ અમલદારોની અમારા ઉપર બહુ દયા હોવાને કારણે હોય કે બીજે ગમે તે કારણે હોય, પણ ઉલ્લાસકર, નંદગોપાળ અને હોતીલાલને બાર તેર દિવસ સુધી આ કાંજી ખવડાવીને રાખવામાં આવ્યા હતા. સને ૧૯૧૩ માં જ્યારે શ્રીયુત રેજિનાલ્ડ ક્રેડૉક પોર્ટબ્લેર પરિ-દર્શન (ઈન્સ્પેકશન) કરવા આવ્યા હતા ત્યારે નંદગોપાળે તેમના આગળ આ સંબંધે ફરિયાદ કરી હતી; પણ સજા કર્યા છતાં અમલદારોએ ટિકિટમાં એ સંબંધે કશું લખ્યું નહોતું. જેલર સાહેબે પણ બેધડક કહી દીધું કે ફરિયાદ ખોટી છે,

એટલે કંઈ સુપરિણામ આવ્યું નહિ. જેલર વિરુદ્ધ કેદીની વાત કદી પણ માનવામાં આવતી નથી !

સજા ઉપર સજા ચાલવા લાગી; જુદી જુદી જાતની બેડીઓના વારા પૂરા કરી અમને કોટડીમાં પૂરી રાખવામાં આવ્યા. તેમાં યે વળી વિવિધતા હોય છે. સામાન્ય કેદીને કોટડીમાં પૂરવાની સજા કરી હોય તો તેઓ નીચે આવીને સ્નાન ભોજન કરી શકે છે: બીજા કેદીઓ સાથે વાત કરવામાં પણ તેમને વાંધો નહિ. હવે નવો હુકમ જાહેર થયો કે અમારી સાથે જે વાત કરશે તે સજાને પાત્ર ઠરશે એટલે અમને અલગ કેદ (Seperate Confinement)ની સજા કરી છે એવું કહેતા, પણ અમારી સજા એકાંત કેદ (Solitary)ની જ થઈ રહી. ઘણાને ત્રણ મહિના કે તેથી વધુ વખત આ પ્રમાણે એકાંત કેદમાં કાઢવા પડયા.

ઘણાની આ વખતે તબિયત બગડવા લાગી. એક તો પોર્ટબ્લેરમાં મેલેરિયાનો ઉપદ્રવ ભારે હોય છે, તાવ ચાલ્યા કરતો હોય છે, તેમાં વળી અતિસારની શરૂઆત થઈ. અમલદારોને પણ કદાચ લાગ્યું હશે કે વ્યવસ્થા બદલવી જોઈએ. એટલે અમારામાંથી ચૂંટી ચૂંટીને કેટલાક માણસોને કોરોનેશનના ઉત્સવ વખતે જેલ બહાર ' સેટલમેન્ટ 'માં મોકલવામાં આવ્યા. બારીન્દ્ર એંજિનેરી ફાઈલમાં, એટલે કે કડિયા સાથે કામ કરવા, ઉલ્લાસકર માટી ખોદી ઈંટ બનાવવા, કોઈ વળી જંગલ ( Forest Department )માં લાકડાં કાપવા, તો કોઈ રિકશા ખેંચવા, તો કોઈ વળી બંધ બાંધવા ગયા.

પણ અમારા નસીબને જોરે આ તો ઉલ્લામાંથી ચૂલામાં પડવા જેવું થયું. જેલમાં કામ ગમે તેવું સખત કરવાનું હોય

તો પણ સરકાર તરફથી નીમેલો ખોરાક મળ્યા કરતો અને વરસાદ પાણીમાં બહુ ભીંજાવું નહોતું પડતું. બહાર ગયા એટલે એટલું સુખ પણ ચાલ્યું ગયું! સવારમાં છથી દસ સુધી અને બપોરે એકથી સાડાચાર સુધી સખત મહેનત તો કરવાની જ. વધારામાં તડકામાં સેકાવાનું અને વરસાદમાં પલળવાનું. વળી પોર્ટબ્લેરમાં તો વરસાદ પણ વરસમાં સાત મહિના પડે, અને તેમાં વળી જંગલમાં જળોનો ત્રાસ. જંગલમાં કામ કરવાની બીકે કેટલા લોકો નાસી જવાનો પ્રયત્ન કરતા હશે તેની સંખ્યાનું કંઈ પ્રમાણ નથી.

મૂળમાં તો આ હાડમારી અને તેમાં પાછું પૂરું ખાવાનું ન મળે. કેદીઓનો ખોરાક ચોરાઈને બજારમાં અને ગામમાં વેચાય છે. સામાન્ય કેદીથી માંડીને યુરોપિયન અમલદાર સુદ્ધાં બધાય આ ચોરીની વાત જાણે છે, પણ ચોરી બંધ થતી નથી. ઘણાખરા અમલદારો લાંચિયા હોય છે, એટલે આ ચોરીના રોગનો કંઈ ઉપાય નથી. સામાન્ય કેદીઓ એની વિરુદ્ધ કશું બોલતા નથી, કારણ તેઓ બરાબર સમજે છે કે મોંમાંથી એક અક્ષરે બહાર ચઢયો છો આફત ઊભી થશે.

માંદાઓને માટે જેલ બહાર ચાર ઈસ્પિતાલ છે; પણ એ બધી બંગાળી આસિસ્ટંટ સરજિયનોની દેખરેખ નીચે હોય છે એટલે ચીફ કમિશ્નર કર્નલ બ્રાઉનિંગે હુકમ કાઢયો કે અમો માંદા પડીએ તો પણ આ ઈસ્પિતાલોમાં ન જઈ શકીએ; અમારે તો જેલમાં પાછા આવી રહેવું જોઈએ. તાવથી શેકાતા શેકાતા, હાંફતા હાંફતા, બિછાનું અને થાલી-પાટ ખાંધે લઈને પાંચ-સાત દસ માઈલ ચાલીને આવવું કંઈ સહેલી વાત નહોતી. અને જેલમાં આવ્યા પછી પણ કોણ

સારવાર કરે ? ઈસ્પિતાલને લગતી કેટલીક નાની નાની કોટડીઓમાં અમારે દિવસના લગભગ એકવીસ કલાક પૂરાઈ રહેવું પડતું; અને તે કોટડીમાં જ એક કૂંડામાં મળમૂત્ર ત્યાગ કરવાની વ્યવસ્થા. વરસાદની વખતે પાછલી જાળીમાંથી પાણીના વાછટ આવે એવી સુંદર વ્યવસ્થા રાખેલી છે, પણ કોટડીમાં ચોખ્ખી હવા આવે એવું કંઈ જ કર્યું નથી. સને ૧૯૨૦ ના જાન્યુઆરી માસમાં જે જેલ કમિશન પોર્ટબ્લેરની તપાસ કરવા ગયું હતું તેણે કોટડીઓ વિરુદ્ધ સખત મત દર્શાવી એ કોટડીઓને સુધરાવવાનું કહ્યું હતું.

આટલા દિવસ સુધી અમો એમ માનતા હતા કે જેલ બહાર જવાનું મળે તો અમારું દુઃખ કંઈક ઓછું થાય; પણ તે આશા પણ હવે નિર્મૂળ બની. અમારી તો સૂડી વચ્ચે સોપારી જેવી દશા થઈ. સામાન્ય કેદીઓ ધીમે ધીમે વૉર્ડર, પેટી ઑફિસર, અથવા ભણેલો ગણેલો હોય તો મુન્શી થઈને સખત મજૂરીમાંથી છૂટી જાય, પણ અમારે માટે એ માર્ગ પણ બંધ હતો.

એકે એકે લગભગ બધા જ ધીમે ધીમે બહારનું કામ કરવાની નામરજી બતાવી જેલમાં પાછા આવ્યા.

આ વખતે એક શોકજનક બનાવ બન્યો. ઈન્દુભૂષણે ફાંસો ખાઈને આત્મહત્યા કરી. તેનું બળવાન શરીર સખત મજૂરીથી પણ ડગ્યું નહોતું. પણ જેલના નાના નાના અપમાનોથી તે દિવસે દિવસે અકળાતો જતો હતો. કોઈ કોઈવાર તે કહેતો, "જિંદગીનાં દસ વરસો આ નરકમાં ગાળવાં મારે માટે તો અસંભવિત છે." એક દિવસ રાતે તેણે પોતાનું પહેરણ ફાડી દોરડી વણી પાછળની જાળીએ બાંધી ફાંસો

આપો. રાત્રે જ જેલના સુપરિન્ટેન્ડન્ટને ટેલિફોન કરવામાં આવ્યો, પણ બીજે દિવસે ૮ વાગ્યા સુધી તેમનાં દર્શન થયાં નહિ. તે દિવસે રાત્રે જેલરની સાથે જે પહેરાવાળાઓ ઇન્દુ-ભૂષણની કોટડીમાં પેઠા હતા તેમાંના ઘણા કહેતા હતા કે તેના ગળાની ટિકિટ સાથે એક ચિઠ્ઠી બાંધેલી હતી. સાચું જૂઠું ભગવાન જાણે, પણ તે કાગળનો કશો પત્તો જ લાગ્યો નહિ. પાછળથી અમે જેલર સાહેબને આ કાગળ વિષે પૂછ્યું હતું, પણ તેમણે તેનું અસ્તિત્વ સ્વીકાર્યું નહોતું. પાછળથી ઇન્દુ-ભૂષણના મોટા ભાઈએ તેના મૃત્યુ સંબંધે તપાસ કરવા માટે સરકારને અરજ કરી એટલે પોર્ટબ્લેરના ડેપ્યુટિ કમિશ્નર ઉપર એનો ભાર નાખવામાં આવ્યો. પરિણામે પણ કંઈ જ થયું નહિ. આખી વાત નકામી ઠરીને દબાઈ ગઈ.

આ અરસામાં ઘણા જણ કામની સખતાઈને લીધે બહા-રથી અંદર આવી રહેવા લાગ્યા. ઉલ્લાસકરે પણ એમ જ કર્યું. તેને તડકામાં ઈંટ બનાવવાનું કામ સોંપ્યું હતું. ત્યાંની હૉસ્પિ-તાલના જુનિયર મેડિકલ ઑફિસરે કહ્યું કે ઉલ્લાસકરથી તડકામાં કામ થઈ નહિ શકશે. પણ બંગાળી ડાક્ટર સાહેબની વાત ગોરા ઓવરસિયર સાહેબ શાના ગણકારે ? ઉલ્લાસકરને તે કામ ઉપર બહાલ રાખવામાં આવ્યા. પરિણામે તેમણે કામ કરવાની ના પાડી અને ફરીથી જેલમાં પાછા આવી. તેણે કહ્યું કે કેવળ જુલમને લીધે જ આ કામ કરવું પડે તો તો મનુષ્યત્વ હણાઈ જાય, સજાની બીકે કામ કરવા હું તૈયાર નથી. તેમને સાત દિવસ ખડી દંડાબેડી મળી. પણ એ સાત દહાડા પૂરા જ ન થયા. પહેલે જ દિવસે સાડાચાર વાગે હાથ-કડી ખોલવા આવ્યો ત્યારે પેટી ઑફિસરે જોયું કે ઉલ્લાસકર

તાવથી અભૂલ થઈને હાથકડીમાં લટકતા હતા. તરત જ તેમને ઇસ્પિતાલમાં મોકલવામાં આવ્યા. રાતે તેમને ૧૦૬ ડિગ્રી તાવ ચડયો. સવારે જોયું તો તાવ ઊતરી ગયો હતો પણ ઉલ્લાસકર પહેલાંના ઉલ્લાસકર રહ્યા નહોતા. માથે ઝઝૂમતી મુશ્કેલીઓની વચમાં પણ જેઓ સદા નિર્વિકાર રહેતા, તીવ્ર યાતના ભોગવવા છતાં પણ જેમના મોંનું હાસ્ય કદી વિલાતું નહિ તેઓ આજે ગાંડા થઈ ગયા!

જેલખાનાનું સાચું સ્વરૂપ જાણે તે જ દિવસે અમારી આંખ આગળ ખડું થયું. જીવતા દેશ પાછા જવાની તો હવે અમારામાંથી કોઈને યે આશા નહોતી. કોઈ ફાંસો ખાઈને મરવાનો તો કોઈ ગાંડો થઈ જઈને મરવાનો. અને જો મરવાનું જ છે તો પછી હાથે કરીને આ યાતનાનો બોજો શા માટે ઉઠાવવો. લગભગ બધાએ જ નક્કી કર્યું કે જ્યાં સુધી અમારે માટે બીજી કોઈ ખાસ વ્યવસ્થા કરવામાં ન આવે ત્યાં સુધી કામકાજ કરવું નહિ. આ બાજુ અમે છેલ્લું કહેણ (Ultimatum) મોકલી, તાલ ઠોકતા મરણિયા થઈને બેઠા, અને પેલી બાજુ અમલદારો પણ પોતાના ભાથામાંથી ચૂંટી ચૂંટીને બાણો નાખવા મંડયા.

ખાસું ગજગ્રાહનું યુદ્ધ જામી ગયું. આની પહેલાં ચૂંચડાના નનિગોપાળ અને ઢાકાના પુલિનબાબુ વગેરે ત્રણ ચાર જણા આવી પહોંચ્યા હતા. નનિગોપાલ છોકરવાદ માણસ હોવા છતાં તેને ઘાણી વગેરે સખત કામ આપવામાં આવ્યાં હતાં. તે પણ લાચારીથી હડતાલમાં જોડાયો. બીજા કેદીઓથી જુદા પાડી અમને એક એલાહેદા બ્લોકમાં પૂરી મૂકી અમલદારોએ અમારા ઉપર નામચીન પઠાણ પહેરેગીરો ગોઠવી દીધા. ખોરાકનું પ્રમાણ

(વધારે ઘટાડી નાખવામાં આવ્યું, અને અમો એકબીજા જોડે કોઈ પણ જાતની વાત ન કરી શકીએ એ બાબત સાવચેતીમાં કશી કમીના રહી નહિ રખેને પાયખાનામાં જઈને વાતો કરીએ એ બીકે સામે પહેરેગીર ઊભો રહેતો.) પણ બંધન બહુ સખત કરવા જતાં ઘણી વાર તૂટી જાય છે, અને કાયદા પ્રત્યે જેમને ભક્તિ નથી હોતી તેમની પાસે ડર બતાવીને કાયદા પળાવવાનો પ્રયત્ન કરવો એ કેવળ વિડંબના છે.

અમે મુખ્યત્વે કરીને ત્રણ વસ્તુઓ માગી. સારું ખાવા-પહેરવાનું, મજૂરીમાંથી છુટ્ટી અને એક બીજા સાથે હળવા મળવાની સગવડ.

વચમાં ચાર પાંચ કોટડીઓનું અંતર રાખી એક એક જણને પૂરવામાં આવ્યો એટલે અત્યાર સુધી અમો ધીમે ધીમે વાતો કરતા હતા તે હવે બરાડા પાડીને કરવા લાગ્યા. હાથકડીમાં લટકાવી મૂકે તો પણ માણસનું મોઢું થોડું જ બંધ કરી શકાય છે ? અમલદારોની સ્થિતિ સાપે છછુંદર ગળ્યા જેવી થઈ. પ્રતિષ્ઠા–પ્રેસ્ટિજને લીધે અમારી વિનંતી સાંભળે તે યે ન ચાલે અને આ બાજુ હડતાલ પણ તૂટે નહિ. એ અરસામાં અમારા નવા સુપરિન્ટેન્ડન્ટની બદલી થઈ અને અમારા જૂના સુપરિન્ટેન્ડન્ટ પાછા આવ્યા. તેમની સલાહથી ચીફ કમિશ્નરે અમારામાંના કેટલાકને હલકું કામ આપી જેલ બહાર મોકલવાનો હુકમ ફરમાવ્યો. અમે કહ્યું કે જો બધાને જેલ બહાર મોકલવામાં આવે તો અમે બહાર કામ કરવા તૈયાર થઈશું, નહિ તો ફરી પાછા જેલમાં આવી રહીશું.

આશરે દસબાર જણને નારિયેળનાં ઝાડના ચોકીદાર બનાવીને મોકલવામાં આવ્યા. નારિયેળનાં ઝાડો સરકારી

મિલકત ગણાય, એટલે તેનાં નારિયેળને ચોરી ન જાય એ જોવાનું ચોકીદારનું કામ. કામ બહુ જ સહેલું હતું. પણ બધાને જુદે જુદે ઠેકાણે રાખવામાં આવ્યા; રખેને એકબીજાને મળી વાતચીત કરીએ !

પણ જેલમાં તો હડતાળ ચાલુ જ રહી. નંદગોપાળની અને નનિગોપાળની થોડા દિવસ પછી વાઈપર બેટમાં એક નાની જેલમાં બદલી કરવામાં આવી. ત્યાં જતાં નનિગોપાળે ખાવાનું છોડી દીધું. જેલમાંથી બધાને બહાર મોકલવાનું જે વચન આપ્યું હતું તે પછી કાર્યમાં પરિણત ન થયું.

આ બાજુ જેઓને જેલ બહાર કામ કરવા મોકલવામાં આવ્યા હતા તેમણે પણ એકી સાથે કામ છોડી દીધું. એક બીજાના ઠેકાણાનો પત્તો મેળવી હડતાલની તૈયારી કરવામાં લગભગ એક મહીનો વીતી ગયો. ત્રણ મહીનાની સજા લઈને તે લોકો જ્યારે જેલમાં પાછા આવ્યા ત્યારે માલમ પડયું કે જેલની હડતાળ લગભગ તૂટી ગઈ હતી. નિરાશ થઈને મોટા ભાગના માણસોએ કામ કરવાનું શરૂ કરી દીધું હતું. નનિગોપાળને ચાર દિવસના અપવાસ પછી પાછો લાવવામાં આવ્યો; અને નાકમાં રબરની નળી મૂકી તેને થોડું થોડું દૂધ પાવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો, કારણ, રખેને તે મરી જઈ અમલદારોને બદનામ કરે તો ! તે વખતની હડતાલના કર્મભોગનો બોજો નનિગોપાળ, વીરેન વગેરે બે ત્રણ જુવાનિયાઓને જ વેઠવો પડયો. સજા ઉપર સજા ખાવા છતાં કશું ન વળ્યું ત્યારે એકે એકે બધાએ જ હડતાડ છોડી દીધી. આખરે એકલો નનિગોપાળ મરણિયો થઈને બેઠો.

દિવસ પર દિવસ વહી ગયા, નનિગોપાળ હાડપિંજર જેવો સુકાઈ ગયો, પણ તેણે પોતાની હઠ છોડી નહિ. જ્યારે તેને

દોઢ દોઢ મહિનાના અપવાસ થઈ ગયા હતા અને તે નબળો પડી ગયો હતો ત્યારે પણ તેને ઊભો રાખી હાથ કડીમાં લટકાવી મૂકતાં અમલદારોને સંકોચ ન થયો. પરિણામે જોત જોતામાં ફરી અનશન (Hunger strike) ફેલાઈ ગયું, અને અમલદારોએ સકડો સાવચેતી રાખ્યા છતાં ઇન્દુભૂષણ, ઉલ્લાસકર, અને નનિગોપાળની વાત દેશના લોકોને કાને પહોંચી ગઈ. વર્તમાનપત્રોમાં એની ચર્ચા થવાને લીધે સરકારે ડૉક્ટર લ્યુકિસ સાહેબને તપાસને માટે પોર્ટ બ્લૅર મોકલ્યા. લ્યુકિસ સાહેબનું નિવેદન આજ સુધી બહાર પડ્યું નથી, પણ તેના નિવેદનને પરિણામે ઉલ્લાસકરને મદ્રાસની ગાંડાની ઈસ્પિતાલમાં મોકલી આપવામાં આવ્યો, અને બીજા બધા પણ થોડા દિવસ આરામથી રહેવા પામ્યા.

નનિગોપાળને પણ સમજાવી મનાવીને તેના ભાઈબંધ દોસ્તદારોએ તેની પાસે ખાવાનું કબૂલ કરાવ્યું, અને એ વાતને થોડા દિવસ થયા કે તરત જ જેઓ ત્રણ મહિનાની સજા લઈને જેલમાં આવ્યા હતા, તેમનો સમય પૂરો થવાથી તેમને ફરી જેલ બહાર મોકલી આપવામાં આવ્યા.

હડતાલનું પહેલું પર્વ અહીં જ સમાપ્ત થયું.

# પ્રકરણ બારમું

જેનું નસીબ જ વાંકું તેનો મર્યે પણ છૂટકો થતો નથી. અમે બહાર રહ્યા ખરા, સુખેદુઃખે ગમે તેમ કરીને દિવસો પણ જતા હતા, પરંતુ થોડા દિવસમાં જ ફરી જેલમાંથી ધાંધલની ખબર આવી, "જુલમને લીધે નનિગોપાળ ફરી ખાવાનું છોડી બેઠો છે!" સજા તરીકે તેને ગુણપાટનાં કપડાં પહેરવા આપ્યાં એટલે તેણે તો પહેરવાની ના પાડી. બળજબરીથી તેનો જાંગિયો કાઢી લઈ તેને કોટડીમાં ગુણપાટનો જાંગિયો આપવામાં આવ્યો, પણ તે "માના પેટમાંથી આપણે નાગા જ બહાર આવ્યા હતા, અને નાગા જ પાછા જવાના છીએ." (Naked we came out of our mother's womb and naked shall we return) એ મંત્રનું રટણ કરતો કરતો ગુણપાટનો જાંગિયો ફેંકી દઈ નાગો જ બેસી રહ્યો. ગળામાંની ટિકિટ ભાંગીને ફેંકી દીધી. ચીફ કમિશ્નર પાસે આવ્યા ત્યારે ઊભો યે ન થયો અને સલામે ન કરી. 'તારે શું જોઈએ છે' એવું પૂછ્યું ત્યારે કહે–"કંઈ જ જોઈતું નથી" વગેરે, વગેરે.

બચારો આખરે ગાંડો થઈ ગયો કે શું, એ જ વિચાર સૌના મનમાં આવ્યો. પણ તપાસ કરતાં ખબર પડી કે ના, ભાન પૂરેપૂરુ સાબૂત છે. અંગ્રેજોએ જ્યારે પોતાની મરજી પ્રમાણેના કાયદા અને અદાલત ઊભાં કર્યાં છે, એ બધી વ્યવસ્થાને અને આપણા દેશના લોકોને કંઈ સંબંધ જ નથી, તો પછી એ બધા કાયદાઓને ન્યાય અને ધર્મની દૃષ્ટિએ જોતાં આપણે શા માટે માથે ચડાવવા જોઈએ, એ પ્રશ્નનું નિરાકરણ કરવામાં નનિગોપળ મંડી પડ્યો. જે વાતમાં તેની ધર્મબુદ્ધિ સાથ ન દે, તે વાત કેવળ પોતાનો જીવ બચાવવા ખાતર જ તે શા માટે કરે જ? જ્યાં જીવ બચાવતાં બચાવતાં જ જીવ નીકળી જતો હોય, ત્યાં પછી જીવની કિંમત શી?

ભગવાને જેના મન ઉપર સ્વતંત્રતાની મહોર મારી દીધી હોય છે, તેના શરીરને અતિશય પ્રચંડ અમલદાર પણ હમેશાં પરાધીન રાખી શકતો નથી, એ આશ્વાસન અને અભય વિના અમારે તેના પ્રશ્નનો બીજો શો જવાબ દેવો તે કંઈ સૂઝ્યું નહિ.

આ તરફ અમારું પણ નસીબ ફૂટી ગયું. કલકત્તાનાં વર્તમાન પત્રોમાં આ વખતે આંદામાનના રાજદ્વારી કેદીઓની હાલત વિષે ચર્ચા ચાલતી હતી; અમલદારોની ધારણા એવી હતી કે અમે જ એ બધી ખબરો મોકલતા હતા. સાચું જોતાં અમે પણ બધા કાયદા કાનૂન પાળીને ચાલી શકતા નહોતા. પેટની લાયને લીધે જુદે જુદે ઠેકાણે ફરીને અમારે ફળમૂળ અને બીજું પણ કંઈ કંઈ સ્વાદ લાગે એવી વસ્તુઓ વણી લાવવી પડતી, અને સામાન્ય કેદીઓ સાથે હળવું મળવું એક રીતે અસંભવિત જેવું જ હતું એટલે ચોરી છૂપીથી ભાઈબંધ દોસ્તારોને મળ્યા વિના જીવ અકળાઈ ઊઠતો. અમલદારો

કદાચ આ વસ્તુ સમજતા નહોતા, કે ન સમજનાનો ઢોંગ કરી અમને મુશ્કેલીમાં ઉતારવાનો પ્રયત્ન કરતા હતા. એ વાત ભગવાન જ જાણે.

એક દિવસે મંગળ પ્રભાતે ચારેકોર જડતીની ધમાલ મચી ગઈ. અમારી રહેવાની, બેસવાની, સૂવાની બધી જગ્યાઓ પોલીસોએ ઘેરી લીધી. માણિકતલા બાગાનનો પ્રહસનાત્મક અભિનય ફરી શરૂ થઈ ગયો—tempest in a tea pot. કાણી કાછલીમાં સમુદ્રમંથન થઈ ગયું. એક બે નકામા પત્રો અને એકાદ કવિતા સિવાય બીજું કંઈ જ મળ્યું નહિ, પણ ચીફ કમિશ્નરના હુકમ મુજબ અમને બધાને જેલમાં મોકલવામાં આવ્યા. વખત જતાં જાતજાતના ગપગોળા સંભળાવા લાગ્યા; અમે, કહે છે કે, બૉંબ ગોળા બનાવીને પોર્ટ બ્લેરને ઉડાવી દઈ, એક સરકારી આગબોટ કબજે કરી ભાગી જવાનો મનસૂબો ઘડતા હતા; અંતર્યામી ચીફ કમિશ્નરે લાલમોહન સાહા નામના એક હિતૈષી કેદીની વાત ઉપરથી તે ઝઝૂમતી આફતમાંથી પોતાના રાજ્યને બચાવવા માટે આ સુંદર બંદોબસ્ત કર્યો હતો! ચીફ કમિશ્નર જેલમાં આવ્યા એટલે અમે પૂછ્યું, "સાહેબ, વાત શી બની છે? અધીનો ઉપર આ અન્યાયી હુમલો શા માટે થયો?" સાહેબે તદ્દન ભલા માણસની માફક કહ્યું: "મને કશી જ ખબર નથી, હિંદી સરકારનો જેવો હુકમ મળ્યો તે પ્રમાણે મેં કર્યું."

વારુ, આનો વળી જવાબ શો હોય! પણ થોડા દિવસ જતાં વાત મળી કે અમારી સાથે હળતા મળતા હતા અથવા અમારી સાથે વાતચીત કરતા હતા એ કારણે બહાર ઘણા માણસોને સજા કરવામાં આવે છે, અને પોલીસના એક સાક્ષીએ કોણ જાણે ક્યાંથી ફોનોગ્રાફની પીન, લોઢાના ટુકડા

વગેરે એકઠું કરી આણી બેધડક અમારો બૉંબ બનાવવાનો દુષ્ટ ઇરાદો હતો એમ પુરવાર કરી નાખ્યું. નારાયણગઢ આગળ લાટ સાહેબની ગાડી ભાંગી પડેલી તે સંબંધે જ્યારે કેટલાક લાચાર માણસોને સજા થઈ હતી ત્યારથી જ અમે પોલીસના અપાર મહિમાની વાત બરાબર સમજતા થઈ ગયા હતા. એટલે અધિકારીઓને અમે પૂછ્યું કે અમારી વિરુદ્ધ જો કંઈ વહેમ કે પુરાવો હોય તો આમ ચોરીબારીની ચાલબાજી છોડી દઈ અમારા ઉપર અદાલતમાં કેમ કામ નથી ચલાવતા ? પણ અધિકારીઓ આ વાતનો કશો જવાબ દીધા વગર જ મોં મલકાવી ચાલ્યા ગયા. અમે કિંકર્તવ્યવિમૂઢ થઈને બેસી રહ્યા.

કેટલાક મહિના પછી સર રેજિનોલ્ડ ક્રેડૉક પોર્ટ બ્લેરની તપાસ કરવા આવ્યા. અમે વિચાર કર્યો કે ખરો કેપ્ટન મળ્યો છે! આ વખતે જરૂર અમારો ગમે તે નિકાલ આવી જશે. તેમની આગળ દુઃખની વાત શરૂ કરી ન કરી એટલામાં જ ચીફ કમિશ્નર પોત પ્રકાશી બોલી ઊઠ્યા : "તમે લોકો બહાર રાજદ્રોહનું કાવતરુ (conspiracy) કરતા હતા."

અમે જવાબ દીધો : "એમ જ જો તમો માનતા હો તો પહેલાં જ્યારે તમને પૂછ્યું ત્યારે ડાહ્યા ડમરા થઈને 'હું નથી જાણતો,' એવું કેમ કહ્યું હતું ? અને જો એ વાતચીત થઈ ગયા પછીથી અમારા ગુનાનો પુરાવો મળ્યો હોય તો ખુલ્લી રીતે અદાલતમાં અમારા ઉપર કામ ચલાવતાં કેમ ખંચાઓ છો ?" સર રેજિનોલ્ડે મોં મલકાવતાં જવાબ દીધો,—"તમને ખબર છે, આ બધી વાતો પૂરવાર થતી નથી."

નનિગોપાળે પણ પોતાનો આખો ઈતિહાસ વર્ણવ્યો;

મહામાન્ય ક્રેડોક સાહેબે માત્ર એટલો જવાબ દીધો: "તું સરકારનો શત્રુ છે, તને તો મારી જ નાખવો જોઈતો હતો!"

"જો મારી જ નાખવો જોઈતો હતો તો કાયદા અને અદાલતોનો આ ઠાઠમાઠ સજાવી રાખી નકામા પૈસા શાને વેડફી મારો છો? કામ ટૂંકમાં પતાવ્યું હોત તો સારું થાત?"

ન્યાય તોલવાનું કામ તો અહીં જ પૂરું થઈ ગયું. હવે ઉપાય? અશરણના શરણ નજર ના કરે તો બીજી ગતિ નહોતી. પણ આ વખતે તો તેમનું સિંહાસન પણ ડગમગવા લાગ્યું હોવું જોઈએ.

એકે એકે લગભગ બધા જણે જ કામ છોડી દીધું. જેલના અમલદારો સજા કરતાં કરતાં જ્યારે થાકી ગયા ત્યારે જેમને જન્મ દેશનિકાલની સજા નહોતી તેમને મેજિસ્ટ્રેટ આગળ ન્યાય માટે મોકલી આપ્યા. ડેપ્યુટિ કમિશ્નર લોવિસ (Lowis) સાહેબ ઉપર આ ભાર પડયો. તેઓ ફેંસલાના એક દિવસ પહેલાં હડતાલનાં કારણ સંબંધે વાતચીત કરી તપાસ કરવાને આવ્યા.

અમારા પ્રત્યે જે પ્રકારની વર્તણુંક ચલાવવામાં આવી હતી, તેની વાત સાંભળીને તેમણે કહ્યું, હિંદી સરકારની એવી ઈચ્છા છેકે સામાન્ય કેદીઓ કરતાં અમારી સાથે સારી વર્તણૂક ન રાખવામાં આવે. આ વાતમાં પોર્ટ બ્લેરના કોઈ માણસનો કશો હાથ નથી. પણ સામાન્ય કેદીઓને જે સગવડો હોય છે તેમાંની કશી જ અમને નહોતી. સામાન્ય કેદીને જો લખતાં વાંચતાં આવડતું હોય તો તેને ઑફિસમાં કામ મળે; તે લોકોને લખતાં વાંચતાં ન આવડતું હોય તો પણ તેઓ, વાર્ડર, પેટિ ઑફિસર થઈ શકે; પણ અમે આ અધિકારોથી વંચિત હતા.

બીજાઓને પાંચ વરસ થઈ ગયાં હોય તો મહિને બાર આનાનો હિસાબે પગાર મળે, અને દશ વરસ થઈ ગયા પછી તેઓ જાતે કમાઈ ને ખાઈ શકે, અને અમારે તો સદા જેલમાં સડી મરવાનું! લોવિસ સાહેબે જવાબ દીધો: "આ બધો વહેવાર અને જવાબદારી હિંદી સરકારની છે." એક જણે પૂછ્યું: "સાહેબ, ભલું કરવાનો કશો જ અધિકાર તમને છે નહિ, શું કેવળ સજા કરવાનો અધિકાર જ તમારા હાથમાં રહેવા દીધો છે?"

સાહેબ હસી પડ્યા, બોલ્યા: "શું કરીએ? જેલની શિસ્ત તો જાળવવી જોઈએ ને."

"ન્યાય હોય કે અન્યાય હોય, પણ શિસ્ત સાચવવી જોઈએ, એ જ તમારું કહેવું છે ને?"

સાહેબે આ વાતનો જવાબ ન આપ્યો. વસ્તુસ્થિતિ શી છે, તે તે બરાબર જાણતા હતા, પણ તેઓ પણ સરકારી નોકર રહ્યા, એટલે કોઈને એક મહિનો, કોઈને ત્રણ મહિના તો કોઈને વળી છ મહિના સજા વધારીને ચાલ્યા ગયા. ભવિષ્યમાં ફરી એક વાર એમની સાથે અમારો ભેટો થયો હતો. વાતચીત દરમ્યાન ઉલ્લાસકારની વાત નીકળતાં તેમણે કહ્યું—"ઉલ્લાસકારના જેવા ઉમદા છોકરાઓ મેં બહુ ઓછા જોયા છે, પણ તે અતિશય આદર્શ ઘેલો હતો." (Ullasker is one of the noblest boys I have ever seen, but he is too idealistic.) આમ છતાં નોકરીની ખાતર તેમણે ઉલ્લાસકરને સજા કરવી પડી હતી.

શિસ્ત, કાયદાકાનૂન જાળવવા માટે તો સજા કરતા હતા, પણ ધીમે ધીમે એ શિસ્ત જાળવવી જ મુશ્કેલ થઈ પડી.

જેલમાં મોકલી દેવામાં આવ્યા, અને જે જેલર અમને ગાળાગાળી કરતાં પણ અચકાતો નહોતો તે જ જેલર એક દિવસ બિલકુલ સજ્જનતાપૂર્વક અમને હડતાલ છોડી દેવાની વિનંતી કરવા લાગ્યો : "હવે તમે સ્વમાન જાળવીને પાછા કામે ચડી શકો." (Now you can retreat with honour.) તેમને, કહે છે કે, ખબર મળી ચૂકી હતી કે મુદતી કેદીઓમાંના ઘણા ખરાને દેશની જેલમાં મોકલી દેવાના છે. અને જેઓ પોર્ટ બ્લેરની જેલમાં રહેવાના છે તેમના કામકાજની અને ખોરાક વગેરેની કંઈક ખાસ વ્યવસ્થા થવાની છે.

અમે કહ્યું: "તથાસ્તુ. પણ બે મહિનામાં જો તમારી ખાસ વ્યવસ્થાનો નમૂનો જોવા નહિ મળે તો પુનર્મુષિક થઈને અમો જ ખાસ વ્યવસ્થા કરી લઈશું."

આમ બંને પક્ષની સંધિપત્ર ઉપર સહી થઈ ગઈ એટલે હડતાલનું બીજું પર્વ પૂરું થયું.

થોડા જ દિવસમાં અલિપુરના બારીન્દ્ર, હેમચંદ્ર, અને હું, ઢાકાના પુલિનબિહારી અને સુરેશચંદ્ર, તથા નાશિકના બંને સાવરકર ભાઈઓ અને જોશી, એટલા સિવાય બાકીના બધાને દેશની જેલમાં મોકલી દેવામાં આવ્યા.

મુદતી કેદીઓને હિંદુસ્તાન મોકલી દેવામાં આવ્યા એટલે અમો જરા નિશ્ચિંત થયા. જે છ સાત જણ રહ્યા તેને પોર્ટબ્લેરમાં રહેવાનું જ છે, તો પછી ઝાઝી ધાંધલ કરવાથી શો લાભ ? છૂટવાની કશી આશા જ નથી તો પછી મરણની રાહ જોતા જોતા શાંત રીતે દિવસો ગુજારવા એ જ સારું.

પણ નસીબમાં શાંતિ અમારે હતી નહિ. ૧૯૧૪ માં લડાઈ સળગી. હિંદુસ્તાનમાં જે ચાંચલ્યના પ્રવાહે આવીને ધક્કો માર્યો, તેને પરિણામે લાહોર કાવતરાનો જન્મ થયો અને 'ગદર' દળના લગભગ પચાસ જણ આંદામાન આવ્યા.

પલટનના ઘણા શીખ સિપાઈઓને પણ રાજદ્વારી ગુના માટે સજા થઈ. બંગાળથી પણ પંદર સોળ જણ આવ્યા. પરિણામે પોર્ટ બ્લૅરનું જેલખાનું આ વખતે રાજદ્વારી કેદીઓથી ભરાઈ ગયું અને નરક સુખનું ગુલજાર બની ગયું. આ લોકોમાંના ચાર પાંચ જણ સિવાય બીજા કોઈને પણ ઘાણી ફેરવવાનું નહોતું આપવામાં આવ્યું; પણ નારિયેળનાં છોડાં કૂટવામાં પણ કંઈ ઓછી મહેનત નથી. તે ઉપરાંત એક બીજી ઉપાધિ એ હતી કે સરકારી ખોરાકથી એ લોકોનું પેટ ભરાતું નહોતું. મૂળમાં તો પડછંદ, લાંબા ચોડા પંજાબીઓ, તેમાં વળી ઘણા-ખરા તો ઘણો વખત અમેરિકા રહેલા એટલે પુષ્કળ માંસ વગેરે ખાવાને ટેવાયલા, એટલે બે રોટલા અને એક માપ દાળ તો એમના પેટના કયા ખૂણામાં બેસી જાય ખબરે પડે નહિ. વળી અપમાન થાય તો ગુપચૂપ બેસી રહે એવા પણ નહોતા, એટલે થોડા દિવસમાં જ જેલના અધિકારીઓ સાથે એ લોકોને નરમ ગરમ ખટરાગ શરૂ થઈ ગયો.

ઝાંસીના પરમાનંદથી ઝઘડાની શરૂઆત થઈ. કંઈ વાતને માટે તેમને જેલર પાસે લઈ જવામાં આવ્યા. જેલરે પોતાનો અમલ ચલાવવા જેવડી ગાળ દીધી તેવડી જ ગાળ પરમા-નંદે સામી દીધી. ગાળાગાળી ઉપરથી વાત મારામારી ઉપર આવી પડી. ઈન્સાફમાં પરમાનંદને વીસ ફટકાની સજા થતાં હડતાલ શરૂ થઈ. પણ તે ઝાઝા દિવસ ટકી નહિ. જેલરે પોતે જ બધાને સમજાવી પટાવી ભવિષ્યમાં સારી વર્તણૂકની આશા આપી તે હડતાલ તોડી પડાવી.

પણ અસંતોષનું બીજ મર્યું નહિ. થોડા દિવસ પછી સામાન્ય કારણે ફરી વાર ધાંધલ મચી. રવિવારે કેદીઓને રજા હોય છે. તે દિવસ પોતાનાં કપડાં ધોયા સિવાય બીજાં

બધાં કામમાંથી તેમને છુટ્ટી આપવામાં આવે છે. પણ પોર્ટ-બ્લેરમાં તે દિવસે જેલના આંગણામાંથી ઘાસ ઉખેડવું પડે છે. એક તો રજાને દિવસે કેદીઓને આખી બપોર કોટડીમાં પુરાઈ રહેવું પડે. તેમાં વળી સવારે ઘાસ ઉખેડતા ફરવાનું થાય તો તેમની રજા તદ્દન નામની જ થઈ જાય. અમેરિકાની 'ગદર' પત્રના સંપાદક જગતરામ વગેરે કેટલાકે આ વાતનો વિરોધ કર્યો અને રવિવારે ઘાસ ઉખેડવાની ના પાડી. સુપ-રિન્ટેન્ડન્ટ સાહેબે તેમને દરેકને ૭ મહિના સુધી બેડી અને બંધ કોટડીની સજા કરી. કીડી ઉપર કટક ચડાવેલું જોઈ કોઈ પણ પ્રસન્ન થયું નહિ, એ કહેવાની જરૂર નથી ! ત્યાર પછી દિવસ પર દિવસ જવા લાગ્યા પણ કષ્ટો ઓછાં થવાનાં કંઈ ચિહ્ન જણાયાં નહિ એટલે ઘણાખરાએ ફરીવાર કામ-કાજ છોડી દીધું. આ વખતે એક વસ્તુને લીધે ભારે ધાંધલ થઈ હતી. એક ઘરડા શીખની સાથે જેલના પહેરાવાળાને ઝઘડો થયો; શીખે કહ્યું કે પહેરાવાળાઓએ મને કોટડીમાં લઈ જઈને પુષ્કળ માર્યો. સાચું ખોટું ભગવાન જાણે, પણ પરિ-ણામે એક બે દિવસમાં જ તેને ભયંકર આતસાર થયો અને લોહી પડવા માંડયું, અને તે દવાખાનામાં આવ્યો. ત્યાં દમની શરૂઆત થઈ અને થોડા જ દિવસમાં તે મરી ગયો. ત્યાંના ઘણાખરા માણસોને ખાત્રી હતી કે અતિશય માર મારવાને લીધે જ તેનું મૃત્યુ થયું, પણ અધિકારીઓએ એ વાત સાચી હોવાનો અસ્વીકાર કર્યો. આનો કશો જ ઉપાય થયો નહિ, એમ વિચારીને ચાર પાંચ જણે ખાવાનું બંધ કર્યું. પૃથ્વીસિંહ તેઓના આગેવાન હતા. તેમને નાક વાટે જોરજુલમથી દૂધ પાઈ દેવામાં આવતું. આ હાલતમાં તેઓ પાંચ મહિના રહ્યા. બીજા દેશમાં બન્યું હોત તો ભારે

હોહા થઈ રહેત, પણ પોર્ટબ્લેરની કોણ ખબર રાખે છે ! ત્યાં પાંચ દશ કેદીઓ મરી ગયા તેમાં કોનું શું જવાનું હતું ?

શીખોમાંના બીજા પણ ત્રણ ચાર જણને દમનો રોગ થયો અને બે ત્રણ મહિના ભોગવીને મરી ગયા. પહેલાં હું કહી ગયો છું કે જેલમાં દાખલ થતી વખતે સિયામ દેશમાંથી પકડાયલા પંડિત રામરક્ષાની જનોઇ કાઢી લેવામાં આવી હતી એટલે તેમણે ખાવાનું છોડી દીધું હતું; તેમનું પણ દમના વ્યાધિથી આ વખતે મૃત્યુ થયું. છુટકારાનો બીજો કોઈ ઉપાય ન જડવાને લીધે એક શીખે સીસું ખાઈને આપઘાત કર્યો હતો.

જેઓ મરી ગયા તેઓ તો છૂટચા, પણ જેઓ ગાંડા થઈ ગયા અને જીવતા મૂઆ, તેમની દશા બહુ જ શોચનીય હતી. બાલેશ્વર કેસના યતીશચંદ્ર પાલ આમાંના એક હતા. કોટડીમાં પૂરી મૂકચા હતા, તેવામાં તેઓ તદ્દન ગાંડા થઈ ગયા. તેમને ગાંડાની ઈસ્પિતાલમાં મોકલી દેવામાં આવ્યા. પછી હિંદુસ્તાનમાં લાવવામાં આવ્યા હતા. અત્યારે બહરમપુરની ગાંડાની ઈસ્પિતાલમાં તેમના દિવસો વીતે છે.

આવા બનાવોની કાંઈ ગણતરી નથી ! કોની વાત છોડી દઉં અને કોની લખું ? છત્રસિંહ નામના એક શીખ લાયલપુર ખાલસા સ્કૂલના શિક્ષક હતા. દેશમાં તેમનો ગુનો શો હતો તે હું જાણતો નથી, પણ પોર્ટબ્લેરમાં તેમને પહેલેથી જ બંધ કોટડીમાં રાખવામાં આવ્યા હતા. હડતાલની ધમાલ જ્યારે ચાલતી હતી, ત્યારે તેમણે એક દિવસ ઉશ્કેરાઈ જઈને સુપરિન્ટેન્ડન્ટ ઉપર હુમલો કરવાનો પ્રયત્ન કર્યો હતો, એવી વાત ચાલે છે. પરિણામે પહેરાવાળાઓએ તેમને મારીને બેભાન કરી નાખ્યા ત્યાર પછી તેમને જે કોટડીમાં પૂર્યા

તેમાંથી તેમને બે વરસથી વધુ વખત સુધી બહાર કાઢવામાં ન આવ્યા. વરંડાના એક ખૂણાની આસપાસ જાળી કરી લઈ તેમને માટે પાંજરું તૈયાર કરી આપવામાં આવ્યું હતું; તે પાંજરામાં જ તેમને ભોજન કરવું, કૂંડાંમાં મળ મૂત્રનો ત્યાગ કરવો, અને રાતે સૂઈ જવું પડતું. આથી તબિયત બગડીને ધીમે ધીમે તેઓ મરવા જેવા થઈ ગયા હતા, એ કહેવું નહિ પડે. બીજા એક શીખ અમરસિંગની પણ એવી જ દશા હતી.

મરણનું પ્રમાણ જ્યારે રોજ રોજ વધતું જ ચાલ્યું, ત્યારે અધિકારીઓને ભાન આવ્યું. ઘણાખરાને પ્રમાણમાં સહેલું કામ (દોરડાં વણવાનું) આપવામાં આવ્યું. જગતરામ ઘણા દિવસ સુધી એકાંત ઓરડીમાં (Seperate Confinement) પુરાઈ રહેવાને લીધે માથાના દર્દથી પિડાતા હતા, તેમને અને બીજા એક બે જણને છાપખાનાનું કામ સોંપવામાં આવ્યું, દયાનંદ કૉલેજના ભૂતપૂર્વ અધ્યાપક ભાઈ પરમાનંદે હડતાલમાં કદી પણ ભાગ લીધો નહોતો, એટલે તેમને ઇસ્પિતાલનાં કંપાઉન્ડર બનાવવામાં આવ્યા. પણ તેમને તે સુખ ઝાઝા દિવસ ભોગવવું ન પડ્યું. તેમનાં પત્નીએ તેમના પત્રમાંથી થોડો ભાગ ઉતારી વર્તમાનપત્રોમાં રાજદ્વારી કેદીઓની હાલત વિષે લખી મોકલ્યું. ચીફ કમિશ્નર ખૂબ ચિડાયા અને પરમાનંદને વિના કામ ચલાવ્યે હાજતમાં પૂરી દીધા. પરમાનંદ કહે છે કે તેમનો એ પત્ર રીતસર જેલના સુપરિન્ટેન્ડન્ટ સાહેબના હાથમાં થઈને ગયો હતો. એ વાત ન માનવાનું કશું કારણ નથી. પણ તો યે પરમાનંદ અપમાનમાંથી બચવા પામ્યા નહિ. બધા જ એક પ્રકારની બેચેનીમાં દિવસો કાઢવા લાગ્યા.

# પ્રકરણ તેરમું

હડતાલને પરિણામે સરકાર બહાદુર સાથે અમારે જે સમજૂતી થઈ, તેનો એકંદર સાર એટલો કે અમારે ચૌદ વરસ સુધી કાળાપાણીની જેલમાં બંધ રહેવું પડશે. ચૌદ વરસ પછી અમને જેલ બહાર છોડી મૂકવામાં આવશે, અને તે વખતે અમારે કેદીઓની માફક મજૂરી નહિ કરવી પડે. જેલખાનામાં પણ અમો બહારના કેદીઓની માફક પોત પોતાનો ખોરાક રાંધીને જમી શકીશું, અને બહારના કેદીના જેવો પોષાક પહેરી શકીશું, એટલે કે જાંગિયો, ટોપી અને ટૂંકી બાંયનાં કુડતાં પહેરી શકીશું, અને માથે એક ચાર હાથ લાંબો ફેંટો વીંટાળવાનો અમને હક્ક મળશે. વધારામાં, જો અમે દસ વરસ સુધી સારી રીતે રહીએ, એટલે કે હડતા-લમાં ભાગ ન લઈએ, અથવા જેલના અધિકારીઓ સાથે ઝઘડા ન કરીએ તો દસ વરસ કેદ ભોગવ્યા પછી અમને હજી વધારે સુખમાં રાખવા કે કેમ તેનો સરકાર બહાદુર વિચાર કરી જોશે ! જાંગિયાને બદલે આઠ હાથનું જાડું ધોતિયું પહેરવાથી અથવા માથે ફેંટો બાંધવાથી અમારું સુખ કેટલું

વધી ગયું, તે મને તો કંઈ સમજાયું નહિ, તો પણ પોતાને હાથે રાંધવાનો હક્ક મળતાં રોજ અળવીનાં પાનનો બફેરો ખાવાની બલામાંથી તો જરા છૂટયા. સાથે સાથે સખત મજૂરીના હાથમાંથી પણ છટકવા પામ્યા. બારીન્દ્રને નેતરના કારખાનાની દેખરેખનો ભાર સોંપવામાં આવ્યો, હેમચંદ્રને પુસ્તકાલયનો વડો બનાવવામાં આવ્યો, અને હું ધાણી વિભાગનો મુખી બન્યો! સવારે દસથી બાર સુધીમાં રાંધવા જમવાનું પતાવી દેવું જોઈએ, પણ એટલા થોડા વખતમાં બધું કામ પતાવી દેવું અસંભવિત છે, એમ જોતાં અમે સામાન્ય રસોડેથી ભાત અને દાળ લેતા; માત્ર શાક પોતાને મનગમતું રાંધી લેતા. રાંધણકળામાં હેમચંદ્ર પ્રખ્યાત હતા. સાચું જોતાં, માંસ, પુલાવ વગેરે નવાબી ભોજન તે બહુ જ સુંદર રાંધી શકતા, તો પણ સાદું શાકભાજી રાંધવામાં અમારા કરતાં વધારે હોશિયાર હતા એવું ન લાગ્યું. એક દિવસ એક કેળનો દોડો મળ્યો એટલે ઘણે વરસે દોડાની ખીચડી ખાવાનું મન થયું. પણ કેમ રાંધવી તે તો જાણીએ નહિ. દોડાની ખીચડી રાંધવાને માટે જે વિશાળ પરિષદ બેઠી તેમાં રાંધણકળા વિષે કોઈનો જ મત બીજા કોઈના મતને મળતો આવ્યો નહિ. બારીન્દ્રે કહ્યું,–"મારાં દિદિમા (ભાભી) હાટખોલાના દત્ત કુટુંબનાં અને વળી સિદ્ધહસ્ત રાંધનાર કહેવાય, એટલે મારો મત જ સાચો." હેમચંદ્રે કહ્યું,–"હું ફ્રાંસ જઈને ફ્રેંચ રસોઈ શીખી આવ્યો છું, એટલે મારો મત જ સાચો." આપણાં બધાંય સ્વદેશી કાર્યોમાં વિદેશી ઉપાધિ (Diploma)નું માન વધારે પડે છે, એટલે અમે નક્કી કર્યું કે દોડાની ખીચડી હેમદાની સલાહ પ્રમાણે જ રાંધવી જોઈએ. હું ગંભીર બનીને રાંધવા બેઠો, હેમદા પાસે

બેસીને મારા કરતાં પણ વધારે ગંભીર બનીને ઉપદેશ દેવા લાગ્યા. કઢાઈમાં તેલ ચડાવીને જ્યારે હેમદાએ ડુંગળીનો વઘાર દઈને દોડા નાખી દેવાનું કહ્યું, ત્યારે તેમની રાંધણકળાની ઉપાધિ વિષે મને પણ જરા સંશય ઉત્પન્ન થયો. દોડાની ખીચડીમાં ડુંગળીનો વઘાર! આ તો બિલકુલ ફ્રેંચ વાની થઈ ગઈ! પણ બોલાય એવું હતું નહિ. ગુપચૂપ તે પ્રમાણે કર્યે ગયો. દોડાની ખીચડી રંધાઈને જ્યારે ચૂલા પરથી નીચે ઊતરી ત્યારે તે દોડાની ખીચડી છે, એમ ઓળખાય એવી રહી નહોતી. ખાસ્સો મઝાનો કાળો રંગ, અને સુંદરડુંગળીની વાસ! ખાતી વખતે હાસ્યની છોળો ઊછળવા લાગી. બારીન્દ્રે કહ્યું: "ખરા, દાદા ફ્રેંચ Chif-de cuisin છે ખરા. મારાં દિદિમા આવું નહોતાં રાંધી શકતાં." હેમદા હઠી જાય એવા નહોતા. તેમણે કહ્યું: "એ જ તમારો રોગ છે ને. તમો બધા દિદિમા-માર્ગી છો. દિદિમા જે કહી ગયાં હોય તેમાં કશો ફેરફાર નહિ કરવાના!" દોડાની ખીચડી જે દિવસે દોડાનો કબાબ થઈ ગઈ, તેના થોડા દિવસ બાદ એક વખતે સુકત* રાંધવાની સૂચના આવી હતી, પણ સુકત રાંધતી વખતે કયો કયો મશાલો નાખવો પડે તે સંબંધે મતભેદ પડયો. હેમદા કહે કે શાકમાં એક ઔંસ કિવનાઈન મિકશ્ચર નાખી દીધું એટલે સુકત થઈ જાય. આપણા દેશમાં જે નવીન ગૃહિણીઓ પાક-શાસ્ત્રના પાંચ ભાગ ખોળામાં લઈને રાંધવા બેસે છે, તેઓ સુકત રાંધવાની આ નવી રીત અજમાવી જોઈ શકે છે. વાત જો સાચી હોય તો આપણા મેલેરિયાથી પીડાતા દેશમાં તેઓ એક સાથે આહાર પાથેયની શોધ કરી અમર થઈ જઈ શકશે. દાદાનો પણ જયજયકાર વર્તી રહેશે.

---

* એક જાતનું કડવું શાક.

રાંધવા માટે અમો જેલમાંથી થોડું થોડું શાક લેતા; પણ તેમાં અળવી અને બટાટા જ મુખ્ય હતાં. એટલે બજારમાંથી કોઈ કોઈ વાર બીજું શાક પણ મંગાવી લેવું પડતું. સરકાર બહાદુરના નિયમ પ્રમાણે અમને માસિક પગાર બાર આના મળતો. અમો શરીરે દૂબળા હતા એટલે જેલના અધિકારીઓ અમને દરેકને બાર બાર ઔંસ દૂધ આપીને તેની થોડી કિંમત પેટે માસિક આઠ આઠ આના કાપી લેતા. બાકીના ચાર આના ઉપર આધાર રાખી અમારે અમારો સંસાર ચલાવવાનો હતો. થોડા દિવસ પછી જેલમાં એક છાપખાનું ખોલી બારીન્દ્રને માથે તેની દેખરેખનો ભાર નાખવામાં આવ્યો, અને હેમચંદ્રને પુસ્તકો બાંધવાના વિભાગનો ઉપરી બનાવવામાં આવ્યો. તે વખતે સુપરિન્ટેન્ડન્ટ સાહેબે અમને દરેક જણને મહિને પાંચ પાંચ રૂપિયા ભથ્થું આપવાની ચીફ કમિશ્નરની રજા માગી. પાંચ રૂપિયાનું નામ સાંભળીને જ ચીફ કમિશ્નર તો ઉછળી પડયા. કેદીનું માસિક ભથ્થું પાંચ રૂપિયા? ઓ બાપ! તો તો અંગ્રેજી રાજ દેવાળું જ કાઢે ને? પુષ્કળ લખાપઢી પછી માસિક એક એક રૂપિયો નક્કી થયો. જે મળ્યું તે ખરું!

ધીમે ધીમે અમારા રસોડા પાસે એક નાના સરખા ફુદીનાના બાગે દેખા દીધી; ત્યાર પછી બે ચાર મરચાંના છોડ, એકાદ રીંગણનો છોડ અને એકાદ બે કોળાંના વેલા પણ આવી મળ્યા.

આ બધા શાસ્ત્રવિરુદ્ધના બનાવો બનતા જોઈને જેલર કોઈ કોઈ વાર અમને ધમકાવવા દોડી આવતો; પણ સુપરિન્ટેન્ડન્ટના મનના કોઈ ખૂણામાં અમારા પ્રત્યે કંઈક દયા ઉત્પન્ન થઈ હતી. તેઓ આ બધા સામે આંખ આડા કાન કરતા. જેલર જ્યારે વિરોધ કરતો ત્યારે કહેતા: "એ લોકો

ચુપચૂપ રહે છે, ત્યારે શું કરવા એમની પૂંઠે પડો છો ?"
આવી દવા બતાવવાને તેમને કારણ પણ મળ્યું હતું. અધિકારીઓ સખત જાપતો રાખવાના સેંકડો પ્રયત્ન કરતા છતાં પણ તેમની કીર્તિકથા દેશનાં છાપાંમાં પ્રગટ થતી જ હતી. આને લીધે શરૂઆતમાં તો તેમનો મિજાજ ખૂબ ગરમ થઈ જતો, પણ આખરે ઘણી વાર ઠોકર ખાઈ ખાઈને તેઓ પણ શીખ્યા હતા કે કેદીઓને પણ ઝાઝા સતાવવામાં લાભ નથી.

મિજાજ જરા ઠંડો થવાનું સૌથી મોટું કારણ જર્મની સાથે ઇંગ્લંડનું યુદ્ધ હતું. યુદ્ધ શરૂ થયું એના થોડા જ દિવસમાં અધિકારીઓનાં મોઢાં લેવાઈ ગયાં. કેદીઓ ઉપર તગાદો કરવાનું એમને ઝાઝું મન થતું નહિ. ઑસ્ટ્રિયાના રાજપુત્રના ખૂનથી માંડીને પારીસથી વીસ માઈલ સુધીમાં જર્મન લશ્કર આવી ગયાના ખબર બધાય અમને જેલની અંદર બેઠાં બેઠાં મળતા હતા. આખરે જ્યારે એમડન આવીને મદ્રાસ ઉપર બોમ્બ નાખી ગઈ ત્યારે તો વાત સામાન્ય કેદીઓથી પણ છૂપી રાખી શકાય એવું રહ્યું નહિ. અંગ્રેજોના વેપારને ભારે નુકસાન પહોંચે છે એ સમજવાનું કેદીઓને પણ બાકી રહ્યું નહિ. પહેલાં પીપનાં પીપ ભરીને કોપરેલ અને સરસિયું પોર્ટબ્લેરથી રવાના થતું હતું, પણ હવે તે બધુંય ગોદામમાં પડ્યું પડ્યું સડવા લાગ્યું. જેલમાં ઘાણી ચલાવવું બંધ થઈ ગયું. આખરે જ્યારે કેદીઓ પાસેથી જાત જાતની લાલચ આપીને યુદ્ધને માટે નાણાં ભેગાં કરવા માંડ્યાં, (wor loan) ત્યારે પોર્ટબ્લેરમાં એવી અફવા ઊડી કે અંગ્રેજોનો અધ્યાય હવે પૂરો થઈ ગયો છે. જેલમાં પક્ષાપક્ષી મટી ગઈ. બધાય દુશ્મન દોસ્ત ભેગા થઈને જર્મનીની જીત થાય એવું ઇચ્છી ઉપરા ઉપરી માળા જપવા લાગ્યા.

કહે છે કે જર્મનીના બાદશાહે એવો હુકમ આપ્યો હતો કે બધા કેદીઓને છોડી દેવા. સાહેબના પટાવાળાઓ આવી આવીને ખબર આપી જવા લાગ્યા કે આજે તો સાહેબ છાપું વાંચતાં વાંચતાં રડી પડયા હતા, કાલે તો સાહેબ ખાધા વગર જ બિછાનામાં પડીને સૂઈ રહ્યા હતા, વગેરે. ભવિષ્ય-વેત્તાઓનાં પણ વહાણુ ફાટયાં. કોઈ કહેતું પીર સાહેબને એવું સ્વપ્ન આવ્યું છે કે ૧૯૧૪માં અંગ્રેજોનાં ભર્યાં વહાણુ ડૂબી જવાનાં છે. કોઈ કહેતું એ વાત તો કિતાબમાં ચોખ્ખી જ લખેલી છે. એકંદરે સવારથી સાંજ સુધી આ એક જ વાતની ચર્ચા ચાલતી.

કેદીઓના મનનો ભાવ આખરે અધિકારીઓને પણ અજાણ્યો ન રહ્યો. અંગ્રેજો યુદ્ધમાં હારતા નથી એ પુરવાર કરવા માટે જેલના સુપરિન્ટેન્ડન્ટ અમને વિલાયતનું ‘ટાઈમ્સ’ છાપું વાંચવા આપતા. પણ ‘ટાઈમ્સ’ની વાત માનવી એ પણ આખરે મુશ્કેલ થઈ પડયું. ‘ટાઈમ્સ’ના કહેવા પ્રમાણે તો અંગ્રેજ અને ફ્રેંચ લશ્કર જર્મનીને ઓળંગીને પોલંડમાં પહોંચી જવું જોઈતું હતું, આમ છતાં પોલંડ. તો દૂર રહ્યું રાઇન નદીની પાસે પહોંચ્યાના યે કશા સમાચાર મળતા નહોતા. સામાન્ય કેદીઓ કોઈ અંગ્રેજોની તરફેણમાં કંઈ બોલતું તો એકદમ ચિડાઈ જતા. અધિકારીઓ ખોટી ખબર છપાવીને આપણને છેતરે છે, એ વિષે હવે કોઈને લેશ પણ શંકા નહોતી.

જે નવા નવા કેદીઓ દેશમાંથી આવવા લાગ્યા તેમણે જાતજાતની અદ્ભુત અદ્ભુત ગપો ઉડાવી ચાંચલ્યને ખૂબ વધારી મૂકયું. એક ટોળી આવી તેણે અમને એવી ખબર આપી કે અમને વિશ્વાસપાત્ર સ્થળેથી એવી ખબર મળી છે કે એમડન

પોર્ટ બ્લેરની જેલ ભાંગીને રાજદ્વારી કેદીઓને લઈને ચાલ્યો ગયો છે. અમને સશરીરે ત્યાં મૌજૂદ જોઈને પણ એ ગપાટો ખોટો હતો, એવું માનવા તેઓ તૈયાર નહોતા. તેમણે એ વાત સારા માણસોને મોઢે સાંભળેલી હતી ! સાંભળેલાં કરતાં નજરે જોયેલું થોડું જ ચઢી જવાનું હતું !

ધીમે ધીમે પઠાણ અને શીખ પલટનના ઘણા માણસો બંડ કરવાના આરોપસર, પોર્ટ બ્લેરમાં આવી પહોંચ્યા. તેઓમાંના કોઈ ફ્રાંસથી તો કોઈ મેસોપોર્ટ ટેમિયાથી આવેલા હતા. પઠાણોને મોઢે અનવર બેની દૈવી શક્તિ સંબંધી જે ચમત્કારિક વાતો સંભળાવા લાગી તે સાંભળીને કેદીઓની છાતી આશાથી દસ દસ હાથ ઊછળવા લાગી. અનવર બે તોપની સામે ઊભા રહે છે તો ખુદાની કુદરતથી તોપનું મોઢું બંધ થઈ જાય છે. વળી તેઓ પંખાળા ઘોડા પર બેસીને એક દહાડો મુલતાન શરીફ આવીને થોડા જ વખતમાં જગદ્વ્યાપી મુસલમાન સામ્રાજ્ય સ્થાપન કરવાની આશા આપી ગયા છે. જર્મનીના બાદશાહે પણ કલમો પઢીને મુસલમાન ધર્મ અંગીકાર કર્યો છે.

એ બધી વાતોનો વિરોધ કરવાથી કેદીનો દ્વેષ વહોરી લેવા ઉપરાંત બીજું કંઈ ફળ મળવાનું નથી એમ સમજી અમે મૂંગા રહેતા તો પણ બને એટલા સાચા સમાચાર જાણવા માટે વર્તમાનપત્રો મેળવાના પ્રયત્નમાં અમે આદુ ખાઈને મંડયા ગદર પક્ષના શીખો પોર્ટ બ્લેરમાં કેદી થઈને આવ્યા ત્યાર પછી રખેને જેલમાં દંગો થાય એ બીકે જેલમાં પહેરો ભરવા માટે દેશી અને ગોરું લશ્કર લાવવામાં આવ્યું હતું. ગોરા લશ્કરમાં આઈરિશ ઘણા હતા. અને તેઓ અંગ્રેજોના ખાસ હિતૈષીઓ હતા એવું પણ નહોતું. એટલે

વર્તમાનપત્રો મેળવવાં એ છેક અસંભવિત નહોતું. તે ઉપરાંત નવા નવા જે રાજદ્વારી કેદીઓ આવવા લાગ્યા તેમની પાસેથી પણ દેશની સ્થિતિ જાણવા મળતી. એમડન પકડાઈ ગયા પછી એક અફવા અમે સાંભળી હતી કે તે વહાણમાંથી જે કાગળપત્રો મળ્યા હતા તેમાં પોર્ટ બ્લેરનો એક નકશો પણ હતો; કદાચ ભવિષ્યમાં કોઈ પ્રકારનું આક્રમણ થાય તેના ભયમાંથી બચવા માટે પોર્ટ બ્લેરમાં લશ્કર વધારવામાં આવ્યું હતું અને પેલી બેચાર તોપો પણ આયાત કરવામાં આવી હતી.

પોર્ટ બ્લેરમાં લશ્કરી સિપાઈઓમાં પંજાબીઓની સંખ્યા જ વધારે હતી, અને તેઓમાં શીખ પણ ઘણા હતા. રખે ને ગદર ટોળીના શીખો લશ્કરી સિપાઈઓ સાથે કોઈ જાતનું કાવતરું રચી કંઈ દંગો ઊભો કરે, એની ચિંતામાં ને ચિંતામાં પોર્ટ બ્લેરના અધિકારીઓ કંઈક શાંતિ ખોઈ બેઠા હોય એમ લાગતું હતું. આ બીકથી જેલમાંના શીખો પ્રત્યે તેઓનું વર્તન ખૂબ કડક રહેતું. એક તો અમેરિકાથી આવેલા શીખોને રોટી અને માંસ ખાવાની ટેવ, જેલના ખોરાકથી તેમનું પેટ જ ભરાય નહિ, તેમાં વળી માથાના લાંબા લાંબા વાળ ધોવા માટે સાબુ કે ખારો કશું મળતું નહિ. આખરે જ્યારે તેમના ઉપર નાના નાના અત્યાચારો શરૂ થયા ત્યારે તેમનામાંના (છત્રસિંહે) વીફરીને સુપરિન્ટેન્ડન્ટ ઉપર હુમલો કરવાનો પ્રયત્ન કર્યો. બિચારાને આને પરિણામે બે વરસ સુધી પાંજરામાં પુરાઈ રહેવું પડ્યું. હડતાલ પણ શરૂ થઈ, પરંતુ જે આગેવાનોએ શીખોને હડતાલ પાડવાને ઉશ્કેર્યા હતા તેઓમાં જ પક્ષાપક્ષી થઈ અને હડતાલ તૂટી ગઈ. યુદ્ધ પૂરું થયા પછી અમારા ભાગ્યવિધાતા અમારે માટે કંઈ નવી વ્યવસ્થા કરે છે કે કેમ તે જાણવા માટે અમે બધા ઉદ્‌ગ્રીવ થઈને બેસી રહ્યા.

# પ્રકરણ ૧૪મું

રાજનૈતિક અભિપ્રાયો વિષે અમારે કોઈ કોઈ વાર સુપરિન્ટેન્ડન્ટ સાથે ચર્ચા થતી. અંગ્રેજ સરકારનો મહિમા પ્રચાર કરવાનો જ તેમનો હેતુ હતો એ કહેવાની કાંઈ જરૂર નથી. સ્ત્રીઓ અને રાજ્યાધિકારીઓ સાથે ચર્ચાનો પ્રસંગ આવતાં હાર સ્વીકારી લેવામાં જ શોભા (ભદ્રતા) રહેલી છે; પણ આ વાત જાણવા છતાં અમે કોઈ કોઈ વાર બેચાર અપ્રિય સત્ય બોલી નાખતા. જ્યાં મનનો રોષ ઘલવવાનો બીજો માર્ગ હોતો નથી, ત્યાં રસનાસંચાલન સિવાય બીજું થાય પણ શું?

રશિયામાં તે વખતે વિપ્લવ શરૂ થઈ ગયો હતો. એક દહાડો જેલરે મને બોલાવીને પૂછ્યું,—"સુપરિન્ટેન્ડન્ટ તમારી સાથે આવી લાંબી ચર્ચા કરે છે, તેનું કારણ તમે શું માનો છો?"

મેં કહ્યું,—"શી ખબર, સાહેબ? સ્વજાતિનાં ગુણગાન સિવાય બીજો કોઈ ગૂઢ હેતુ હોય તો મને ખબર નથી."

જેલરે કહ્યું,—"કદાચ તમને એ વાતની તો ખબર હશે કે દર મહિને તમારા દરેકને વિષે હિંદી સરકારને રિપોર્ટ મોકલવામાં આવે છે. તમે સુપરિન્ટેન્ડન્ટ આગળ જે મત પ્રગટ કરો છો, તે તેઓ નોંધી રાખે છે, અને તેને આધારે જ રિપોર્ટ તૈયાર થાય છે. ચારે બાજુ જે ધાંધલ અંધાધૂંધી ચાલી રહી છે તેમાં જો અંગ્રેજોની હાર થાય તો તો કાસળ જ જાય; અને જો એલોકો જીતે તો આંનંદના પહેલા ઊભરામાં તમને છોડી પણ દે. અંગ્રેજ રાજ્ય કેવું છે તે હું આઈરીશ રહ્યો એટલે બરાબર સમજું છું. જેલમાં હમેશાં પેટની વાત મોઢે બોલી નાખવામાં લાભ નથી."

મેં વિચાર કરી જોયો તો મને એની વાત સાચી લાગી. જેલ કંઈ ભાષણો કરવાની જગ્યા નથી. શત્રુને મોઢેથી પણ ઉપદેશ લેવો એવું શાસ્ત્રો કહે છે: એટલે તે વખતથી મે જીભને મહામહેનતે ખૂબ સંયમમાં રાખવા માંડી.

સુપરિન્ટેન્ડન્ટ મહીં મહીંથી યુદ્ધ વિષે ચર્ચા કરતા. જર્મની કેવું ભયંકર પાજી છે એ જ તેના પ્રતિપાદનનો વિષય હતો. અમે પણ એકકે મતે જર્મનીનું પાજીપણું સ્વીકારી લઈ તેમને જણાવી દીધું કે મૂઆ પછી જર્મની જરૂર નર્કમાં જશે. સ્વર્ગમાં તેને અંગ્રેજોની પાસે સ્થાન મળે એવો લગારે સંભવ નથી.

અંગ્રેજના સ્વભાવમાં કંઈક એક વિચિત્ર પ્રકારની સંકુચિતત રહેલી છે તે કોઈપણ વસ્તુને પોતાની દૃષ્ટિથી જ જોઈ શકે છે. સામાની દૃષ્ટિએ તે વિચાર જ કરી શકતો નથી. તેત્રીસ કોટી ભારત વાસીઓ સદા સર્વદા અંગ્રેજોના આશ્રયમાં જ રહેવા ચાહે છે એમ માની લેવાને અંગ્રેજનો પ્રાણ જાણે ટાંપીને બેસી રહ્યો છે! હિંદમાં અંગ્રેજનું રાજ્ય લગભગ આદર્શ છે એ વિષે તેમને ઝાઝો સંદેહ નથી.

પરંતુ સુપરિટન્ટેન્ડન્ટનો આ વિશ્વાસ આખર સુધી કાયમ રહ્યો હોય એમ લાગતું નથી. યુદ્ધ દરમિયાન એણે બચારાએ જીવતોડ મહેનત કરી, કેદીનો ખર્ચ બચાવી સરકારી તિજોરીમાં પુષ્કળ રૂપિયા જમા કરાવ્યા; પણ યુદ્ધ પૂરું થયા પછી પોતાની એકની એક દીકરીને વિલાયત મૂકવા જવા માટે ૬ મહિનાની રજા માગી તે મળી નહિ. અરજી ઉપર અરજી કરવા છતાં જ્યારે કશો ઉત્તર મળ્યો નહિ ત્યારે તેણે કહેવા માંડ્યું સરકાર નામે ખરાબ હોય છે. હું અરાજકવાદી છું All governments are bad, I am an anarchist આખરે રોષે ભરાઈ નોકરી છોડી દેવાનો વિચાર કરી તેમણે કહ્યુ, સીમલાના દેવો દુરારાધ્ય છે. " The gods of Simla are incorrigible." થોડા દિવસ પહેલાં મોંટેગ્યુ રિફોર્મ બિલના ખરડામાં જ્યારે હિંદી સરકારને સર્વોપરિ સત્તા તરીકે રજૂ કરવામાં આવી હતી ત્યારે એ જ સુપરિન્ટેન્ડન્ટ એક દિવસે વાત વાતમાં બોલ્યો હતો,—"એમાં કંઈ વાંધો નથી. સીમલાની સરકાર શાહી છે.–" The government of Simla are sensible people." પોતાની પૂંછડી પર પગ ન પડે ત્યાં સુધી કોઈ બીજાંનું દુઃખ સમજી શકતું નથી.

જવા દો—આ બાજુ યુદ્ધ તો પૂરું થઈ ગયું. યુદ્ધ પહેલાં જ્યારે છૂટવાની આશા બિલકુલ છોડીને મરણની રાહ જોતા બેઠા હતા ત્યારે તો દુઃખમાં દિવસો ગમે તેમ તોય જતા હતા, પરંતુ યુદ્ધ પૂરું થતાં ફરી કેદીઓને છોડવાની વાત ચાલી ત્યારે આશા અને આશંકામાં દિવસો કાઢવા મુશ્કેલ થઈ પડ્યા એક દિવસ એવા સમાચાર આવ્યા કે જે જન્મભર દેશ નિકાલની સજા પામેલા રાજદ્વારી કેદીઓ પિનલ કોડની ૩૦૨

કલમ પ્રમાણે ગુનેગાર નથી, તેમણે જો જેલમાં સાત વર્ષ કાઢયાં હોય તો તેમને છોડી દેવામાં આવશે. અમને તો સાતને બદલે દસ વરસ થઈ ગયાં હતાં, એટલે'જીવમાં કંઈક આશાનો સંચાર થયો ! થોડા દિવસ પછી એવું સાંભળ્યું કે જે કેદીઓનાં નામો છોડવા માટે હિંદી સરકારને મોકલ્યાં છે તેમાં આમારાં નામ પણ ગયાં છે; હવે બંગાળ સરકાર તે મંજૂર રાખે એટલે અમે નાચતા કૂદતા દેશ જવા પામીશું.

અત્યાર સુધી કોઈ પણ જન્મદેશનિકાલની સજા પામેલો રાજદ્વારી કેદી પોર્ટબ્લેરથી જીવતો પાછો ગયો ન હતો. ૧૮૫૭માં જેઓ સિપાઈઓના વિપ્લવ પછી પોર્ટબ્લેર ગયા હતા તેમાંના બધાનેજ ત્યાં એકે એક મરવું પડયું હતું. થીઓની સાથે યુદ્ધ થયા પછી જે બ્રહ્મદેશના કેદીઓ આવ્યા હતા તેમાંથી પણ કોઈ છૂટવા પામ્યો નહોતો, આજે અમારે માટે હિંદી સરકારના ઇતિહાસમાં નવો અધ્યાય શરૂ થશે એ વાત પર એકદમ વિશ્વાસ મૂકવાની હિંમત ચાલતી નહોતી ? પરંતુ વિશ્વાસ ન કરીને પણ કરીએ શું ? અમારો પ્રાણ ફુલાઈ ફુલાઈ હાંફવા માંડયા હતા.

આખરે જર્મની સાથેની સંધિ ઉપર સહી થઈ ગઈ. ઇંગ્લંડમાં વિજય ઉત્સવ પણ પૂરો થઈ ગયો, પણ ક્યાં, કેદીઓને તો છોડયા નહિ ! યુદ્ધ પૂરું થયું ત્યારથી અમે દિવસ ગણવાનું શરૂ કરી દીધું હતું; દિવસ ગણતાં ગણતાં અઠવાડિયાં, અઠવાડિયાં ગણતાં ગણતાં મહિના, અને ધીમે ધીમે મહિના ગણતાં ગણતાં વરસ પણ પૂરું થઈ ગયું, પણ અમારા ભાગ્યનું પાંદડું ન ફર્યું તે ન જ ફર્યું.' પણ અમે વર્તમાનપત્રોમાં વાંચ્યું હતું કે હિંદમાં ઓકટોબર માસમાં વિજય ઉત્સવ થવાનો છે એટલે મનમાં એક ખૂણામાં સહેજ આશા રહી ગઈ.

હિંદમાં પણ જ્યારે વિજયોત્સવ પૂરો થઈ ગયો, ત્યારે મન અધીરું થવા લાગ્યું—હમણાં ખબર આવશે, હમણાં ખબર આવશે! આખરે હિંદી સરકાર તરફથી એક દિવસ ખબર પણ આવી! સુપરિન્ટેન્ડન્ટે અમને ઓફિસમાં બોલાવીને સંભળાવ્યું પણ ખરું કે સરકાર બહાદુરે મહેરબાની કરીને અમને વરસે એક મહિનાની માફી આપી છે. બમ્ ભોળા-નાથ! આટઆટલાં દિવસની આશા એક ફૂંકમાં ઊડી ગઈ.

ત્યારે અમને સમજાયું કે પોર્ટ બ્લેરમાં જ જીવનના બાકી દિવસો પણ કાઢ્યા વિના બીજો આરો નથી. જો એમ જ થવાનું હોય તો પછી આ બાબરા ભૂતની વેઠ શાને ઢસડવી? ચીફ કમિશ્નરને અમે અરજી કરી કે બધી માફી ગણતાં અમારાં ચૌદ વર્ષ પૂરાં થઈ ગયાં છે એટલે સરકારે આપેલાં વચન પ્રમાણે અમને જેલનાં કામમાંથી મુક્તિ મળવી જોઈએ. પણ તે અરજી ચીફ કમિશ્નરની ઓફિસમાં કોણ જાણે ક્યાં દબાઈ ગઈ, અને તેનો પછી કશો ઉત્તર જ મળ્યો નહિ.

આ વખતે જેલ કમિટિ પોર્ટ બ્લેર આવવાની હતી મેં નક્કી કર્યું કે અમારે જે કંઈ કહેવાનું છે તે જેલ કમિટિને ખુલ્લંખુલ્લા સંભળાવી દઈ ત્યાર પછી કામ કરવાનું છોડીને બેસી જઈશ. પણ રામ રાખે તેને કોણ મારી શકે? જેલ કમિટિ ચાલ્યા ગયાને થોડા જ દિવસ થયા હતા, ત્યાં એક દહાડો સવારમાં સુપરિન્ટેન્ડન્ટે આવીને અમને ખબર આપી કે બંગાલ સરકારે અમને અલિપુર જેલમાં મોકલી આપવાનો હુકમ કર્યો છે; ત્યાંથી અમને છોડી મૂકવામાં આવશે.

થોડા જ દિવસમાં સરકારની બુદ્ધિ કેમ ફરી ગઈ તેનું રહસ્ય જાણવાનું કુતૂહલ મનમાં જ રહી ગયું. લાંબા થઈને

જમીન ઉપર સૂઈ જઈ કોઈ આનંદમાં ને આનંદમાં બૂમ બરાડા કરવા લાગ્યા તો કોઈ હાથ પગ ઉછાળવા લાગ્યા, તો કોઈ વળી ગીત ગાવા મંડી ગયા. એક ડાહ્યા મિત્રે બધાને શાંત કરવાને માટે કહ્યું, " જરા શાંત પડો, મોટાભાઈ ! અહીંથી તો સાજાસમા ઘેર પહોંચીએ ત્યારે માનવું કે છૂટયા. વખતે મધદરિયે જઈને વહાણ નહિ ડુબાડી મૂકે ! "

વહાણમાં બેસવાને હવે બે દિવસ બાકી છે. રાતે આંખમાં ઊંઘ નહિ, ખાવાની રુચિ નહિ, સેંકડો કલ્પના ચિત્રો નજર આગળ તરવર્યા કરે, લાંબા કાળથી ભુલાઈ ગયેલાં સુપરિચિત મુખો ફરી વાર મનમાં પ્રગટવા લાગ્યાં. જેમની સાથે આ લોકનો સહુ સંબંધ તૂટી ગયો હતો તેઓ ફરી વાર સ્નેહનાં શતશત બંધનોદ્વારા અમને બાંધવા મંડયાં હતાં.

બે દિવસ વીતી ગયા. અમારી ૨૬ જણની ટોળી જેલ-માંથી બહાર નીકળી. ત્યારે પણ કોઈ કોઈના પગમાં બેડી ખખડતી હતી ! જેલની બહાર નીકળતાં વેંત શીખોએ આકાશ પાતાળને ધમધમાવી મૂકે એવે અવાજે ' વા ગુરુજી કી ફત્તે ' ના પોકાર કર્યા અને પછી ગીત ઉપાડયું–

" ધન્ય ધન્ય પિતા દશમેસ ગુરુ
જિન ચીડિયાસે બાજ તોડાયે– "

( હે પિતા, હે દશમ ગુરુ ! તમચકલાં પાસે બાજ મરાવ્યો હતો; તમને ધન્ય છે ! )

આજે ફરી ચીડિયા પાસે બાજ મરાવવાનો દિવસ આવ્યો હતો એટલે એ સંગીતને તાલે તાલે અમારા પ્રાણ પણ નાચી ઊઠયા. મનમાં મનમાં કહ્યું, " હે ભારતના ભાવિ

ગુરુ, હે ભગવાનના મૂર્ત પ્રકાશ, સમુદ્ર પારથી તારા દીન ભક્તના પ્રણામ સ્વીકાર."

ત્યાર પછી વહાણ પર ચડી પોર્ટબ્લેર તરફ છેવટની નજર નાખી લીધી Wordsworth ની કવિતા યાદ આવી—What man has made of man.

વહાણ ત્રણ દિવસ થયાં દોડી રહ્યું છે. મન તેની પણ આગળ આગળ દોડી રહ્યું છે. પેલી સાગરના દ્વીપમાં બત્તી દેખાય, પેલું રૂપનારાયણનું મુખ,—આજે જ વહાણ ખિદિરપુરને ઘાટે જઈ પહોંચી જશે!

ના, વહાણ તો કંઈ બુડ્યું નહિ. એ તો ખરેખર ધાડી આવીને ઊભું. પોલીસ પહેરાવાળાઓ અમને સાથે લઈને અલિપુરની જેલ તરફ ચાલ્યા.

ફરી એ અલિપુરની જેલ—પણ હવે પહેલાનો ભીષણ ચહેરો રહ્યો નથી. અમારા શુભાગનના સમાચાર સુપરિન્ટેન્ડન્ટ સાહેબને પહોંચ્યા. અમારી પાસે જે કંઈ સરસામાન હતો તે પહેરેગીરોએ આવીને જોઈ લીધો. અમારી પાસે કંઈ વિશેષ હતું પણ નહિ. પોર્ટબ્લેરથી આવતી વખતે પુસ્તકો વગેરે નવા જુવાનિયાઓને વહેંચી આપી આવ્યા હતા. મેં તો મનમાં નક્કી જ કર્યું હતું કે દેશમાં જઈને હવે સરસ્વતી માતા સાથે કોઈ પણ જાતનો સંબંધ જ રાખવો નહિ. ગુપચૂપ બે મૂઠી ભાત ખાવો, અને પડી રહેવું.

કલાકેક જેલમાં રહ્યા પછી સુપરિન્ટેન્ડન્ટ આવ્યા તે દિવસે શનિવાર હતો. અમે ધાર્યું હતું કે તે દહાડે અને બીજે દિવસે અમારે જેલમાં જ રહેવું પડશે, પણ થોડીવારમાં જ

સુપરિન્ટેન્ડન્ટ ઓરડામાંથી બહાર આવી પૂછવા લાગ્યા,—
"તમે આજે જ બહાર જવા માગતા હશો, ખરું! કલકત્તામાં
તમારે રહેવાનું ઠેકાણું છે?" બહાર જવાની વાત સાંભળી
અમે તો નાચી ઊઠયા, મોઢેથી કહ્યું, "ઠેકાણાં જોઈએ એટલાં
છે," અને મનમાં મનમાં બોલ્યા, "ઠેકાણું નહિ મળે તો
રસ્તા ઉપર સૂઈ રહેશું; એક વાર છોડો તો ખરા."

તે રાતે હેમચંદ્ર, બારીન્દ્ર, અને હું છૂટયા. પણ જવું
ક્યાં? શ્રીયુક્ત સી. આર. દાસને ઘેર જઈને જોયું તો તેઓ
ઘેર નહોતા; એટલે ત્યાંથી પાછા વળી હેમચંદ્રના મિત્ર હાઈ-
કોર્ટના વકીલ શ્રીયુક્ત સાત કોડીપતિ રાયને ઘેર જઈ
આતિથ્ય સ્વીકાર્યું. હેમચંદ્ર અને બાન્રીદ્ર તે રાત ત્યાં જ રહી
પડયા અને મેં ચંદનનગર ઘેર જવાનું નક્કી કર્યું; વિચાર કર્યો
કે રાતના ૧૦॥ વાગે હાવડા સ્ટેશને જઈ ગાડી પકડીશ.

પણ ઘરમાંથી બહાર આવીને જોઉં છું તો હું કલકત્તાના
રસ્તા જ ભૂલી ગયો હતો. ભટકતો ભટકતો જ્યારે હાવડા
સ્ટેશને પહોંચ્યો ત્યારે ગાડી ઊપડી ગઈ હતી! પાછા ભવા-
નીપુર જવાનું મન થયું નહિ. શ્યામબજારમાં સાસરું હતું.
વિચાર કર્યો ત્યાં જઈને રાત કાઢી નાખું. શ્યામબજાર પહોંચ્યો
ત્યારે બાર વાગી ગયા હતા. ઘરનાં બારણાં બંધ હતાં. બે
ચાર વાર સાંકળ ખખડાવવા છતાં કશો જવાબ મળ્યો નહિ
ત્યારે મનમાં વિચાર કર્યો, "કુછ પરવા નહિ; આજની રાત
કલકત્તાના રસ્તા ઉપર ફરી ફરીને કાઢી નાખીશું." પ્રાણમાં
કોઈ એક નવીન પ્રકારનો આનંદનો સંચાર થયો હતો. આજ બારા
બાર વરસે ખુલ્લા રસ્તા પર છૂટથી ફરવાનું મળ્યું છે. સાથે
જેલર નથી, પેટી ઓફિસર નથી, અરે એક વોર્ડર સુદ્ધાં

નથી. ભૂતકાળનું બંધન તૂટી ગયું છે, નવા બંધને હજી દેખા દીધી નથી. આજે સંસારમાં સાચે જ હું એકલો છું. પણ એ એકાકીપણાના અનુભવમાં કોઈ પણ જાતના વિષાદની કાલિમા ભરેલી નથી, બલ્કે એક પ્રકારનો શાંત આનંદ એના તાલે તાલે જાગી ઊઠે છે.

શ્યામબજારથી સર્ક્યુલર રોડને રસ્તે શિયાલદહ સ્ટેશન તરફ ઊપડયો. બાર બાર વરસ સુધી જોડા પહેરવાની ટેવ નહિ, એટલે આજ નવા જોડાથી પગ લોહીલોહાણ થઈ ગયા; જોડા કાઢી નાખી બગલમાં મારી ચાલવા લાગ્યો. બગલમાં પોટલી જોઈ રસ્તા પરના પહેરાવાળાએ અટકાવીને પૂછ્યું: "ક્યાંથી આવે છે, ક્યાં જાય છે," વગેરે વગેરે. એકવાર તો મને એવો વિચાર આવ્યો કે સાચું કહી જ દઉં, કે હું કાળા-પાણીથી પાછો આવેલો આસામી છું. આથી બીજું કાંઈ નહિ તોયે થાણામાં માથું મૂકવાની જગ્યા તો મળશે. પણ પછી વિચાર કર્યો કે હવે સત્યનિષ્ઠાનો અતિરેક કરવાની જરૂર નથી. એક વખત સાચું બોલવા જતાં તો બાર વરસ કાળાપાણી જઈ આવ્યો. આખરે મેં કહ્યું,—"હું કાલીઘાટથી આવું છું, અને શિયાલદહ સ્ટેશને જવું છે." કોન્સ્ટેબલ સાહેબે મારી બગલમાંની પોટલી તપાસી લાંબો વખત સુધી મારા તરફ જોઈ રહી પૂછ્યું, "તું ઉડિયો છે?" મહામહેનતે હસવું ખાળી રાખી મેં કહ્યું, "હા." ત્યાર પછી તેમની પાસેથી જવાની રજા મળી એટલે તેમને એક લાંબી સલામ બજાવી ફરી ઊપડયો. તે રાત્રે એક વાગ્યાની ગાડીમાં બેસીને હું જ્યારે શ્યામનગર સ્ટેશને પહોંચ્યો ત્યારે રાતના બે વાગી ગયા હતા. હોડીમાં બેસીને ગંગા ઊતરી જ્યારે અમારા મહો-

ક્લાના ઘાટ ઉપર આવી ઊતર્યો ત્યારે લગભગ ત્રણ થવા આવ્યા હતા; રસ્તા ઘાટ તદ્દન નિર્જન હતા. રસ્તાને નાકે નાકે ટમટમ કરતો કેરોસીનનો એક એક દીવો બળતો હતો. ઘર આગળ જઈને જોઉં છું તો ઘરનો દેખાવ તદ્દન બદલાઈ ગયો હતો. બારી ઉપર ઘા કરીને ભાઈઓનાં નામ દઈ બૂમ પાડતાં પાડતાં એક બારી ઊઘડી ગઈ અને અંદરથી હર્ષોદ્વેગ-ચંચલ એક સુપરિચિત કંઠે પ્રશ્ન કર્યો:–

“ તમે કોણ છો ? ” સાથે સાથે જ બીજી એક બારી ઉઘાડી માએ પણ એનો એ જ પ્રશ્ન પૂછ્યો. જેની આશા સૌ કોઈએ છોડી દીધી હતી, તે પાછો આવ્યો છે, એ માન-વાની જાણે કોઈની હિંમત ચાલતી નહોતી.

ઘરમાં ચારે કોર દોડધામ મચી ગઈ. છોકરાઓનું એક ટોળું આવી આંખ ચોળતું ચોળતું મારી આસપાસ વીંટળાઈ ઊભું. આ બધા કોણ હશે ? હું એમાંના કોઈને ઓળખતો નથી. એક નાનો છોકરો જરા દૂર ઊભો રહી મોં વકાશી મારા મોં તરફ જોઈ રહ્યો હતો. મારા ભાઈના દીકરાએ તેની સાથે મારું ઓળખાણ કરાવ્યું અને કહ્યું,–“ આ આપનો છોકરો. ” જેને દોઢ વરસનો મૂકી ગયો હતો, તે આજે તેર વરસનો થયો હતો.

ફરી વાર નવેસરથી સંસારની રમત માંડીને બેઠો.

ઓ નૌકાઘાટના કર્ણધાર, હવે કયે કિનારે ઊપડવું છે ?

# વિપ્લવવાદી પ્રવૃત્તિનો ઇતિહાસ

લેખક

અધ્યાપક શ્રી ઈન્દુભૂષણ મજુમદાર
એમ. એ.

# બંગાળના વિપ્લવવાદનો ઇતિહાસ

**વિપ્લવવાદીઓની ચળવળ** કરતાં રાષ્ટ્રીય ચળવળ (nationalistic movement) એ જુદી જ વસ્તુ છે અને તેની શરૂઆત પહેલાંથી થઈ ગઈ હતી. એટલે આપણે મહાસભા, લીગ, અને તેના સ્થાપકોની વાતમાં પડીશું નહિ. પરંતુ વિપ્લવવાદીઓ અને તેઓની ગુપ્ત સમિતિઓની વાતમાં જ ઊતરીશું.

વિપ્લવવાદની ચળવળ પ્રધાનતઃ પંજાબ અને બંગાળમાં; ગૌણતઃ મહારાષ્ટ્રમાં. આ વ્યાખ્યાન બંગાળાને લગતું જ છે. બંગાળામાં અને પંજાબમાં શા માટે ?

(૧) પંજાબઃ લડાયક દેશ (શીખો) તેથી તેમની લડાયક વૃત્તિ, અને

(૨) તેમણે થોડા વખત પર જ પોતાનું સ્વાતંત્ર્ય ગુમાવ્યું હતું. તેઓ હજુ પોતાના સ્વાતંત્ર્યના દિવસો ભૂલ્યા નથી.

પરંતુ બંગાળનાં કારણો ઉપર કરતાં જુદાં જ છે. મુખ્ય કારણ તો બંગાળીઓનું લાગણીપ્રધાન જીવન—જેથી કોઈ પણ જાતના અન્યાય અને જુલમને પ્રસંગે આત્મસંયમ

રાખવો તેઓને માટે મુશ્કેલ થઈ પડે છે. તેઓ જે કાર્યને ઉમદા માને છે તેમાં તેઓ ઝંપલાવે છે, આથી તેઓ ઘણા લાંબા સમયથી વિપ્લવવાદી થયા છે. દાખલા તરીકે—ધાર્મિક-વિપ્લવ (જેમકે બ્રાહ્મસમાજ), સામાજિક સુધારણામાં વિપ્લવ (દાખલા તરીકે વિધવા-વિવાહ: વિદ્યાસાગર). આ બધામાં બંગાળી સ્વભાવમાં રહેલી વિપ્લવપ્રિયતા જ માલમ પડે છે. તેઓએ જ પહેલવહેલી મડદાં ચીરવાની હિંમત કરેલી (સામાજિક વિરોધો હોવા છતાં)—ફોર્ટ વીલિયમમાંથી તોપની સલામી સાથે તેઓએ ઘણા સામાજિક નિયમોનો ભંગ કરવાની હિંમત કરી અને ઇંગ્લંડ ગયા—ઘણી વાર માતપિતાની આજ્ઞા વિના પણ લાગણીના અતિરેકથી ઘણીવાર તેમનું માથું ફરી જતું. સમાજસુધારાને નામે (અવજ્ઞા અને વિરોધ બતાવવા સારું) તેઓ જાહેરમાં દારુ પીતા, સડક પર આળોટતા, અને ગટરમાં ગબડતા. જાહેરમાં અભક્ષ્યભક્ષણ કરતા. આ બધાંયમાં વિપ્લવવાદીઓમાં કામ કરતી વિપ્લવની વૃત્તિ જ દેખાઈ આવે છે. જ્યારે સામાજિક અને ધાર્મિક બાબતોમાં વિપ્લવનું કામ પૂરૂં થયું ત્યારે બાકી રહેલો જુસ્સો સહેલાઈથી રાજકીય બાબતોમાં વળ્યો. આ પ્રમાણે આપણને બંગાળમાં ઉત્તમ પ્રતિની વિપ્લવવાદની સામગ્રી મળી રહે છે.

હવે વિપ્લવવાદની શરૂઆત વિષે.

જ્યાં સુધી કાયદેસરની ચળવળ (constitutional movement) ની વાત હતી ત્યાં સુધી મહાસભાઓ અને પરિષદો. તેની શારીરિક અને હિંસક બાજુ આગળ આણી—

(૧) બોઅર યુદ્ધ: બંગાળીઓની સહાનુભૂતિ બોઅરો પ્રતિ

હતી અને મુઠ્ઠીભર બોઅરોએ બ્રિટિશોને સારી પેઠે હાથ બતાવ્યો તે તેમને બહુ ગમ્યું હતું.

(૨) રૂસો જાપાનીસ યુદ્ધઃ બંગાળીઓની સહાનુભૂતિ જાપાન તરફ, કારણ જાપાન એશિયાનું અને રશિયા યુરોપનું રાજ્ય. વળી બંગાળીઓ, જાપાને રશિયાને આપેલી શારીરિક હારના જેવી હાર અંગ્રેજોને આપવાને પોતે શક્તિમાન થાય તેવા દિવસની પ્રતીક્ષા કરતા હતા.

(૩) બંગાળાના ભાગલાએ અને તેનાં બે મુખ્ય પરિણામોએઃ

(क) કાયદેસરની ચળવળ જેવી કે સભાઓ, અરજીઓ વગેરે આ અનિષ્ટ દૂર કરવામાં નિષ્ફળ ગય. બંગાળના ભાગલા કાયમ રહ્યા. આથી બંગાળીઓની ઊંડામાં ઊંડી લાગણીઓ હલમલી ઊઠી.

(ख) પોલીસ અને અંગ્રેજોએ સામાન્યત: બંગાળીઓ અને વિશેષતઃ તેમના કેટલાક નેતાઓ તરફ ચલાવેલી વર્તણૂકઃ બરીસાલ કૉન્ફરન્સ: વંદેમાતરમ્ બોલવાની લોકોને મનાઈ: સુરેંદ્રનાથ અને બીજાઓએ કરેલો હુકમનો ભંગ: એમર્સને ગુરખા સિપાઈઓને તેમની સામે ખડા કર્યા: તેણે કરેલ સુરેંદ્રનાથની ધરપકડ અને અપમાન.

વિચારસરણી આવી હતીઃ તેઓ આપણા પ્રત્યે જબરદસ્તી વાપરે છે; આપણે તેનો બદલો કેવી રીતે લેવો? જો કાયદેસર રીતે પગલાં લઈએ છીએ તો નિષ્ફળ નીવડીએ છે; તેથી લાકડાંના દેવની ખાસડાંથી પૂજા કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. માટે આપણે પણ હિંસા સ્વીકારવી જોઈએ. અને વસ્તુતઃ ઘણા વિપ્લવવાદીઓની આત્મકથાઓમાં આપણે જોઈએ છીએ કે (સરકારની) આ જબરદસ્તીઓ અને જુલમો જ તેઓને

વિપ્લવવાદી બનાવવામાં કારણભૂત થઈ પડ્યાં છે. ઉલ્લાસકર દત્ત એક મોટો વિપ્લવવાદી હતો. બારીંદ્ર ઘોષની સાથે તેને ફાંસીની સજા થઈ હતી. આ માણસ કહે છે કે પોલીસે કરેલાં તેનાં અપમાન અને બરીસાલના જુલમેજ તેને વિપ્લવવાદી બનાવ્યો હતો.

બંગાળના વિપ્લવવાદીઓની ચળવળને ત્રણ યુગોમાં વહેંચી શકાય. (૧) ૧૯૦૬-૧૦, (૨) ૧૯૧૦-૧૪, (૩) ૧૯૧૪-૧૮.

પહેલા યુગના નાયક બારીંદ્ર ઘોષ હતા કે જેણે હિંદુસ્તાનમાં વિપ્લવવાદની ચળવળનો આરંભ કર્યો.

તેનો જન્મ બંગાળના ખાનદાન કુટુંબમાં થયો હતો. તેમના પિતા ડૉ. કૃષ્ણધન દત્ત તે વખતના ઘણા ખરા ધનવાન અને વિદ્વાન પુરુષોની માફક સાહેબ બની ગયેલા બંગાળી હતા. (બારીનના એક ભાઈ) અરવિંદ ઘોષને તો સૌ કોઈ ઓળખે છે તેમના બીજા ભાઈ મનમોહન ઘોષ બંગાળની પ્રેસિડંસી કૉલેજના પ્રોફેસર હતા. તેમની ઉચ્ચ પ્રતિના કવિ તરીકે ગણના થતી. પણ ખૂબી તો એ હતી કે તેમને બંગાળી જ નહોતું આવડતું તેઓ અંગ્રેજીમાં જ લખતા, અંગ્રેજીમાં જ બોલતા અને તેમને સ્વપ્નો પણ અંગ્રેજીમાં જ આવતાં. તેઓ આવી પડ્યા હતા બંગાળમાં પણ ઝંખના ઇંગ્લંડની જ કરતા. તેઓ સંપૂર્ણ સાહેબ જ બની ગયા હતા. તેમણે તેમનાં છોકરાંઓને અંગ્રેજી રીતભાતનું જ શિક્ષણ આપ્યું હતું. આથી તેઓ પણ બંગાળી બોલી શકતાં નહિ. પણ એ વાત યાદ રાખવાની છે કે વિપ્લવવાદી બારીંદ્ર અને પ્રો૦ મનમોહન—બંનેની નસોમાં એક જ લોહી વહી રહ્યું હતું. મનમોહન વિષે આટલા લંબાણથી કહેવામાં મારો ઉદ્દેશ

બારીંદ્ર જે કુટુંબમાં જન્મ્યો હતો તે કુટુંબની ખાસિયતો તમારી નજર સામે લાવવાનો હતો. બારીંદ્રનો જન્મ ઇંગ્લૅંડને કાંઠે લાંગરેલા એક જહાજમાં થયો હતો. તેથી તેનું નામ બારીંદ્ર (વારિ+ઇન્દ્ર) પડ્યું.

અરવિંદ તે વખતે વડોદરામાં હતા. બારીંદ્ર પોતાના દેશને માટે કંઈક કરવાને તલપાપડ થઈ રહ્યો હતો. પણ શું કરવું? તે બંગાળમાં આવ્યો અને બંગાળના જુદા જુદા ભાગોમાં તેણે અનુશીલન સમિતિની શાખાઓ સ્થાપી. તે વખતે તેનો ઉદ્દેશ લોકોનાં શરીર કેળવવાનો અને તેમને સમાજ-સેવા માટે તૈયાર કરવાનો હતો. પણ તેને સંતોષકારક જવાબ મળ્યો નહિ. અને પછી તેણે 'યુગાન્તર' (પત્ર) શરૂ કર્યું. તેનાં ઝનૂની લખાણો : ઉદ્દામ લેખકો : માત્ર બે મહિનામાં ગ્રાહકો સંખ્યા ૩૦,૦૦૦: ભાગ્યે જ એક વર્ષ જીવ્યું: તેનાં લખાણોએ બંગાળીઓની લાગણીને અપૂર્વ રીતે હલમલાવી મૂકી.

આ પ્રમાણે ક્ષેત્ર તૈયાર થયું. પછી તેણે માણિકતોલામાં બોંબનું કારખાનું શરૂ કર્યું. "યુગાન્તર" થી ઉશ્કેરાયલા અને ગાંડા બનેલા યુવાનો ઊભરાવા લાગ્યા. આ વખતે બંગાળના શિક્ષિતો તરફથી સંતોષકારક જવાબ મળ્યો—નાની મોટી દરેક ઉમરના યુવકો તેને ઘેરી વળ્યા. ઉલ્લાસકર દત્ત શિબપુરની ઍંજીનિયરિંગ કોલેજમાં હતો. ત્યાં તે બોંબ અને બીજા સળગી ઊઠે તેવા પદાર્થો બનાવવાની રીત શીખ્યો હતો. બારીંદ્રે હેમચંદ્રને એ જ વસ્તુ વધુ સુધરેલી રીતે બનાવતાં શીખવાને ફ્રાંસ મોકલ્યો. આ રીતે તેમણે કારકિર્દી શરૂ કરી.

## તેમની પ્રવૃત્તિઓ.

(૧) સર ઍંડ્રુ ફ્રેઝર : બંગાળાના લેફ્ટેનન્ટ ગવર્નરઃ નારા-

ાણુગઢ આગળ તેની સ્પેશ્યલ ટ્રેન એઓએ પાટા પરથી ઉતારી નાખી. ગવર્નર બચી ગયા. કેટલાક મજૂરો પકડાયા અને સજા પામ્યા.

(૨) મિ. એલન, ઢાકાના મેજીસ્ટ્રેટ: નારાયણગંજ પાસે એક સ્ટીમરમાં ગોળીથી ઠાર.

(૩) કિંગ્સફોર્ડ, કલકત્તાના એક મેજીસ્ટ્રેટ: કેટલાક રાજદ્વારી મુકદ્દમાઓમાં વિદ્યાર્થીઓને જરા જંગલી સજા કરી હતી. 'વંદેમાતરમ્' કેસ પણ પણ તેમણે જ ચલાવેલો. એ પત્રના તંત્રી અરવિંદ હતા. આ બધાથી તેનું નામ વિપ્લવવાદીઓની કાળપોથી (Black-List) માં નોંધાયું હતું. પણ તેની બદલી મુઝફ્ફરપુર થઈ ગઈ. બારીંદ્ર કેટલાક જણને (ત્યાં) મોકલવા માગતો હતો. કોણ જાય તે માટે છોકરાઓમાં પડાપડી થવા લાગી. દરેકને તે માન ખાટવું હતું. આખરે ખુદીરામ અને પ્રફુલ્લને ચૂંટવામાં આવ્યા. તેઓ એક ઝાડને ઓથે તેની રાહ જોતા ઊભા હતા એટલે બૅરિસ્ટર કેનેડીની ગાડીને એઓએ ભૂલથી કિંગ્સફોર્ડની ધારી લીધી. બૉંબ ફેંકાયો. કેનેડીનાં પત્ની અને પુત્રી મરાયાં. બીજે દિવસે ગામની એક દુકાનમાં નાસ્તો લેતાં ખુદીરામ પકડાયો. તેને ફાંસી દેવાઈ ગઈ. પ્રફુલ્લ ગાડીમાં જતો હતો. તે પોતાના ડબ્બામાં બેઠેલા એક અજાણ્યા બંગાળી સાથે ઉશ્કેરાઈને વાત કરતો હતો. પેલો માણસ નંદલાલ બેનર્જી સી. આઈ. ડી. ઈન્સ્પેક્ટર હતો. એને પ્રફુલ્લ ઉપર શક ગયો. જ્યારે ગાડી થોભી અને તેઓ ઊતર્યા ત્યારે તેણે પ્રફુલ્લને કેદ કરવાનો પ્રયત્ન કર્યો. પ્રફુલ્લે પોતાની ભૂલ જોઈ અને રિવોલ્વર વડે આપઘાત કર્યો.

સરકારે હવે ચાંપતા ઉપાયો લેવા માંડ્યા. તેનો ડોળો

માણિકતોલા ઉપર પહેલેથી જ હતો. એક રાત્રે બધાય બાગમાં પાછા આવ્યા અને વાળુ કર્યું, પરિસ્થિતિનો વિચાર કર્યો, અને પોતે હવે કેદ પકડાશે એમ સમજી ગયા. બારીન્દ્રે બધી રિવોલ્વરો અને બોંબ લઈને જમીનમાં દાટી દીધાં. પછી સૂઈ ગયા.

મળસ્કે જ તેઓને જગાડવામાં આવ્યા. પોલીસ આવી પહોંચી. તેમણે બારીંદ્રને જોયો.

સુપરિન્ટેડન્ટઃ—તમે કોણ છો ?

બારીંદ્રઃ—હું બારીંદ્ર.

બધાને પકડવામાં આવ્યા : આખા બાગની પૂરેપૂરી તપાસ : અને બધો સરંજામ હાથ આવવો.

તેઓ પકડાયા કેવી રીતે ? પોલીસને કશી ખબર ન હતી. બંગાળીઓ આવા ગુન્હાઓ કરી શકે એવું તેઓ માનતા નહિ. દાખલા તરીકે નારાયણગઢ કુલી-કેસ : આમ છતાં તેઓ પકડાયા કારણ કે,

(૧) 'યુગાન્તર' માંનાં તેઓનાં ઉદ્દામ અને ખુલ્લા શબ્દોમાં લખાણો કે જેમાં તેઓએ સાફ-સાફ જણાવી દીધું હતું કે હવે અમો ખુનામરકી ચલાવવાના છીએ કે જે અમે અત્યાર સુધી ઉપદેશતા આવ્યા છીએ.

(૨) તેઓ એક જાતના અદમ્ય જુસ્સાથી સળગી રહ્યા હતા. તેઓ વિષે બીજાઓ અને ખાસ કરીને પોલીસ શું ધારે છે તેની તેઓને પરવા ન હતી. તેઓને સફળતાની પૂરેપૂરી ખાત્રી હતી. જે દિવસે ગવર્નમેન્ટ હાઉસ તેમના હાથમાં આવી પડવાનું હતું તે દિવસ તેઓ સ્પષ્ટ જોઈ શકતા હતા. તો પછી પોલીસનો ડર શો ? આવી તેમની પોલીસ તરફની બેદરકારી ભરેલી વલણુ હતી.

(૩) નાણાંની તંગાશ: કલકત્તામાંથી ખસવાનો અને અને જુદાં જુદાં મથકો સ્થાપવાનો પ્રયત્ન : દેવઘરમાં એક શાળા ખોલી પણ ખરી. પણ આ બધી શાળાઓ અને મથકો માટે પૈસા તો જોઈએ. તેને અભાવે મુશ્કેલીમાં આવી પડ્યા; પૂર્વ બંગાળના લેફ્ટેનન્ટ ગવર્નર સર બેમ્ફિલ્ડ ફુલ્લરનું તેઓ ખૂન કરે તો ૧૦૦૦ રૂપિયા આપવાનું વચન આપનાર માણસની વાત : તેઓએ બનતું કર્યું : પણ તે આખી રકમ જોઈતી ગોઠવણ અને મુસાફરી કરવામાં જ વપરાઈ ગઈ. પણ પેલા ભાઈ કંઈ માને તેમ ન હતા. તેમણે તે પૈસા પાછા માગ્યા અને લીધા પણ ખરા. કારણકે તેમણે ગવર્નરને મારી નાખ્યો નહિ. નાણાંની આ તંગાશ એ તેમના માર્ગમાં મોટામાં મોટું વિઘ્ન હતું.

ટૂંકમાં આ ગુપ્ત સમિતિઓમાં નિષ્ફળતા મળવાનું કારણ તેમનો અનુભવનો અભાવ જ હતું.

હવે આપણે કેદ પકડાયેલાઓ તરફ વળીએ. તેઓનું જેલ જીવન : બધાય લહેરી : કોર્ટમાં જતાંય ગાન ગાય, જજના ચાળા પાડે. મુકદ્દમાને હસી કાઢે અને કોર્ટમાં તેમની આસપાસ શું ચાલી રહ્યું છે તે ઉપર લેશ માત્ર ધ્યાન ન આપે. વકીલો અને એડવોકેટો તેમના જીવન મરણના પ્રશ્ન ઉપર ચર્ચા અને ખેંચાતાણ કરી રહ્યા હતા, પણ તેઓ એ તરફ તદ્દન ઉદાસીન હતા. તેઓ કોર્ટમાં અને જેલમાં લહેરથી સમય વીતાડતા. વારે વારે મેજીસ્ટ્રેટ અને જેલર આ છોકરાઓને દાબમાં રાખવા અને તેઓ તોફાન ઓછું કરી વધુ શાંત થાય એમ કરવા માટે અરવિંદને વિનંતિ કરતા.

દરમિયાન નરેન્દ્ર ગોસ્વામીનું ખૂન થયું : એક પૈસાદાર જમીનદારનો દીકરો : સરકારી સાક્ષી થઈ ગયો: સત્યેંદ્ર સનાતન

કાળથી દમનો રોગી હોવાથી હોસ્પિટલમાં હતો : કાનાઈ પણ વેદના વારાથી મેલેરિયાથી પીડાતો હતો—તકલદી અને દૂબળો પણ બુદ્ધિશાળી અને ચાલાક; યુનિવર્સિટિનો ગ્રેજ્યુએટ: કાનાઈએ માંદા પડવાનો ઢોગ કર્યો : હોસ્પિટલમાં મોકલવામાં આવ્યો : સત્યેંદ્રનો બોલાવ્યો નરેંદ્ર આવ્યો : પહેલે માળે ગયો. કાનાઈ ભોંય તળિયે સંકેતની રાહ જોતો ઉભો, વગેરે. (આખી વાત માટે જુઓ આ પુસ્તક પ્રકરણ)

કાનાઈ શાંતિથી તાબે થયો. ફાંસીની સજા થઈ. તે ફાંસીની રાહ ધીરજથી અને સંતોષથી જોતો હતો. તેને તેના સાથીઓથી જુદો પાડવામાં આવ્યો. ફાંસીની શિક્ષા પામેલાઓની જુદી ઓરડીમાં રાખવામાં આવ્યો. ગીતા વાંચવામાં વખત ગાળતો. તેનું વજન પણ વધ્યું અને દેખાવે પણ તંદુરસ્ત અને સંતોષી. પહેરેગીરો અને વૉર્ડરો પણ તેને માન આપતા. ફાંસીને આગલે દિવસે તેઓએ તેના સાથીઓને તેની કોટડીની પાસે જવા દીધા. બારણાં જાણી જોઈને ખુલ્લાં રાખ્યાં હતાં. તેઓએ આવીને તેની સાથે વાતચીત કરી. તેણે તેઓની વિદાય લીધી. તેઓએ તે વખતના તેના મુખ ઉપર વ્યાપેલા સંતોષ અને તેના આનંદી અને ખુશમિજાજ દેખાવ વિષે લખ્યું છે. બીજે દિવસે તેને ઘસઘસાટ ઊંઘમાંથી ઉઠાડવો પડ્યો. તેને માંચડા પાસે લઈ ગયા. "દોરડું જરા બરાબર બાંધજે." આ પ્રમાણે કાનાઈના જીવનનો અંત આવ્યો. એંગ્લો-ઇંડિયનોએ પણ તેનું વીરત્વ વખાણ્યું હતું. તેનો મૃતદેહ તેના સંબંધીઓને સોંપવામાં આવ્યો. સ્મશાન ઘાટે અજબ સરઘસ બંને બાજુએ ટોળેટોળાં : ચંદનની ચિતા : લોકોએ તેની રાખ સંઘરી : પણ સરકાર પાઠ શીખી ગઈ અને સત્યેંદ્રનો મૃતદેહ

તેનાં સગાંને ન આપ્યો અને જેલના કંપાઉંડમાં જ બાળી જવાનું કહ્યું.

બારીંદ્રને અને ઉલ્લાસને ફાંસીની સજા થઈ હતી. પણ ઘટાડીને જીવનભર દેશનિકાલની કરી. હેમેંદ્ર, ઉપેંદ્ર અને બીજાઓ પણ સાથે જ હતા. આમ પહેલા યુગનો અંત આવ્યો.

## બીજો યુગઃ—૧૯૧૦-૧૪

અલીપુરની સજાઓથી ચળવળ મરી ન ગઈ. ઉપરના કેદીઓના કેદખાનામાં પણ પિસ્તોલો પહોંચાડાઈ હતી તે ઉપરથી જ પુરવાર થાય છે કે જેલની બહાર પણ ઘણા વિપ્લવવાદીઓ હતા.

## તેઓની પ્રવૃત્તિઓઃ

(૧) આશુતોષ વિશ્વાસઃ કાનાઈ અને સત્યેંદ્રની સામે ઊભો રહેનાર સરકારી વકીલઃ ધોળે દહાડે પોલીસ કોર્ટની પાસે ગોળીથી ઠાર.

(૨) નંદલાલ બેનર્જી : પ્રફુલ્લને પકડનાર : સર્પેન્ટાઈન લેનમાં ઠાર.

(૩) એંડ્રૂ ફ્રેઝર : કલકત્તાના હોલમાં એક છોકરાએ પિસ્તોલ ચલાવીઃ પિસ્તોલ ખરાબ નીવડી : ગવર્નર બચી ગયા : છોકરાને જમણે હાથે લકવો થયો હતો, તેથી તેણે ડાબે હાથે ફોડવા પ્રયત્ન કર્યો. તેને પકડીને અંદામાન પહોંચાડવામાં આવ્યો.

બીજા યુગમાં ચળવળનું કેન્દ્ર પશ્ચિમ બંગાળામાંથી પૂર્વ બંગાળામાં આવે છે. મુખ્ય મથક ઢાકા.

આ યુગનો નેતા પુલિનબિહારી દાસઃ તેનું જીવનઃ ઢાકાના નવાબે લેફ્ટેન્ટ ગવર્નરના મનોરંજનાર્થે મર્તજી ( Martaji )

નામના પોર્ટુગીઝ મલ્લને આણ્યો હતો. પુલિન એનો શિષ્ય થયો. લાઠી, તરવાર અને જુ-જુત્સુ રમતાં શીખ્યો. તેણે જબરદસ્ત 'અનુશીલન સમિતિ'ની વ્યવસ્થા હાથમાં લીધી. પૂર્વ બંગાળાના જુદા જુદા ભાગોમાં પાંચ હજાર શાખાઓ હતી અને તેને ચોપડે ૩૦,૦૦૦ સભ્યો નોંધાયા હતા. તેઓની પહેલી નેમ યુવાનોને શારીરિક તાલીમ આપવાની હતી, કે જેથી તેઓ સરકારની બાંયધરી હેઠળ તે વખતે તોફાન કરતા મુસલમાન ગુંડાઓ સામે ટક્કર ઝીલી શકે. પાછળથી તે વિપ્લવવાદી મંડળ થઈ ગયું. તે લોકો પાસે કાર્તુસ અને રિવોલ્વરોનો મોટો જથો હતો અને તે લોકો બહુ જ વ્યવસ્થિત રીતે કામ કરતા હતા.

આ મંડળ પ્રત્યે લોકોને બહુ માન અને આદર હતાં એટલે જુવાનો ઉપર તેની ઘણી અસર પડતી હતી.

બીજાઓ સાથે તેમનો નેતા પણ પકડાયો: તે ઢાકા કાવતરા-કેસમાં પુલિન દાસ દેશનિકાલ. અનુશીલન સમિતિને જબરો ફટકો પડયો. પણ તેઓની વ્યવસ્થા એટલી સુઘટિત હતી અને નિયમોનું પાલન એટલું સંપૂર્ણ હતું કે તેમનો મુખી ગયો તો પણ તેઓએ પોતાનું લૂંટનું અને ખુનનું કામ ચાલુ રાખ્યું.

**ખૂન વિભાગ:—**

(૧) મનોમોહન દે : ઢાકા-કાવતરા-કેસનો સરકારી સાક્ષી: ઠાર.

(૨) શ્રીશ ચક્રવર્તી: પોલીસ સબઈન્સ્પેક્ટર: મૈમનસિંગમાં ઠાર.

(૩) સી. આઈ ડી. પોલીસ. હરિપદ દે : કોલેજ સ્કવેર જેવા કલકત્તાના ભીડવાળા ભાગમાં ઠાર.

(૪) પોલીસ ઇન્સ્પેકટર બંકિમચંદ્ર ચૌધરી : ઢાકા–કાવતરા કેસ ચલાવનાર : મૈમનસિંગમાં ઠાર.

આમાંનો એક પણ ખૂની પકડાયો નહિ. તેઓ આબાદ છટકી ગયા.

## લૂંટ વિભાગ:—

લૂંટો નીચેનાં ત્રણ કારણોસર કરવામાં આવતી:

(૧) રિવોલ્વરો અને કાર્તુસો ખરીદવા તથા ઘરભાડું અને મુસાફરી ખર્ચ માટે : ટૂંકમાં ચળવળ ચલાવવા માટે.

(૨) તેમના પોતાના ભરણપોષણ માટે—ખાસ કરીને જેઓ સામે વૉરંટ હતાં અને નાસતા ફરતા હતા.

(૩) અણચિંતવ્યાં ખર્ચો માટે અને મુકદ્દમાના ખર્ચ માટે રીઝર્વફંડ: પાછળથી તેઓએ મુકદ્દમામાં પૈસા ખર્ચવાનું બંધ કર્યું.

## લૂંટ કરવાની રીત:—

આગળથી સ્થાન, રસ્તો, રેલ્વે ટાઇમટેબલ, આસપાસનાં જંગલ, પહાડો, અને નદીઓ વિષેની ચોક્કસ વિગતવાર માહિતી : તેઓ સંપૂર્ણ વ્યવસ્થિત ટોળીઓમાં આવતા. કેટલાક હથિયારબંધ, કેટલાક મશાલો સાથે, કેટલાક ઘર ફાડવાનાં અને તારનાં દોરડાં કાપવાનાં સાધનો સાથે : તેઓ હોડીવાળા, ગાડીવાન અને નોકરોનો વેષ લેતા. તેઓ આ ધંધાઓ અને અને તેમની રીતભાતો બહુ જ ઝીણવટપૂર્વક શીખી લેતા. કોઈ તેમને ઓળખી શકે જ નહિ. મુખીની સીટી વાગતાં તદ્દન વ્યવસ્થિત રીતે તેઓ ઘર ઉપર હલ્લો કરતા. ઘરનાં માણસો જો સામે થાય અથવા પોલીસને બોલાવવાનું કરે તો તેઓ ઠાર પણ કરતા અને બળ પણ વાપરતા, નહિ તો તેઓ તદ્દન નરમાશથી વર્તતા. કોઈને પણ સ્ત્રીને અડવાની અથવા તેમના

શરીર પરથી ઘરેણાં ઝૂંટવી લેવાની છૂટ નહોતી. દાખલા તરીકે એક માણસ ઘરેણાં ઝૂંટવતાં પકડાવાથી તેને સખત સજા કરવામાં આવી હતી અને પાછળથી મંડળમાંથી દૂર કરવામાં આવ્યો હતો.

લૂંટ થઈ રહ્યા પછી તરત જ દરેક જણ કોટ અને ખમીસ કાઢી નાખતો અને તેની પૂરેપૂરી જડતી લેવામાં આવતી. મુખીને પણ તેમ જ કરવું પડતું. મુખીનું કહ્યું શબ્દે-શબ્દ પાળવામાં આવતું. દાખલા તરીકે તેઓને એક વખત મોટી રકમ મળી હતી. તેઓનો એક સાથી ઘણો જ ઘાયલ થયો હતો. તેણે પોતાને ઠાર કરવાને વિનંતિ કરી જેથી બીજા પૈસા લઈને નાસી જઈ શકે. પણ મુખીએ પૈસાને પડતા મૂકી તેને ઉપાડી ભાગી જવાનું કહ્યું.

તેઓ અજબ ચપળતા, સમયસૂચકતા અને સહિષ્ણુતા દાખવતા. કેટલીકવાર તેઓને આગળથી નક્કી કરેલો રસ્તો ફેરવવો પડતો અને પોતાને મથકે પહોંચવા માટે સેંકડો માઈલ જંગલમાં ચાલીને જવું પડતું.

ખૂન અને લૂંટનું નાનું સરવૈયું.

| | |
|---|---|
| ૧૯૧૨ | ૧૪ |
| ૧૯૧૩ | ૧૬ |
| ૧૯૧૪ | ૧૭ |

**ભરતીની રીતો:**—કૉલેજના વર્ગો એ ભરતીનું મુખ્ય મથક: ત્યાં ગવર્નમેંટના સી. આઈ. ડી. બાતમીદારો તરીકે આવતા અને વિપ્લવવાદીઓના સી. આઈ. ડી. ભરતી કરવા માટે આવતા. બંને એક બીજા પર આંખ રાખતા. દરેક કૉલેજમાં આવા માણસોની મોટી સંખ્યા હતી. કોણ, કોણ

હતું તે પારખવું મુશ્કેલ હતું. પણ વિપ્લવવાદીઓના પોતાના જ ઘણા માણસો સરકારી નોકરીમાં હતા. તેઓ પોલીસ અમલદારો અને તેમની ચળવળ વિષે બધી માહિતી પૂરી પાડતા.

ભરતી થનારાઓને ઘણી ઘણી પરીક્ષાઓ અને કક્ષાઓ-માંથી પસાર થવું પડતું. એકે ઝપાટે દીક્ષા પામતા ન હતા.

ત્રણ પ્રતિજ્ઞાઓ અનુસાર ત્રણ કક્ષાઓ:—

પ્રથમ કક્ષા:—

(अ) મંડળના પ્રત્યેક હુકમો અને નિયમોનું પાલન.

(आ) મૂંગે મોઢે મુખીની આજ્ઞાનું પાલન. (इ) મુખીને માત્ર સત્ય જ કહેવું.

દ્વિતીય કક્ષા:—

(क) મંડળની ખાનગી વાત કોઈને કહેવી નહિ. (ख) મુખીની રજા સિવાય એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવું નહિ. (ग) મુખીને બધું કહેવું અને તેની સૂચના પ્રમાણે વર્તવું.

તૃતીય કક્ષા:—

"ઈશ્વર, પિતા, માતા, ગુરુ અને મુખીને માથે રાખીને હું પ્રતિજ્ઞા કરું છું કે (૧) ઈષ્ટ ફળ પ્રાપ્ત થતાં સુધી હું મંડળનો ત્યાગ કરીશ નહિ. (૨) બધા દુન્યવી લોભો અને સંબંધોની દરકાર કર્યા વિના મુખીની આજ્ઞા માનીશ. (૩) મારા જીવને જોખમે કે જીવ જતાં પણ મંડળની સેવા કરીશ."

આવી રીતે બંગાળીના સ્વભાવમાં રહેલી કોમળતા અને નમ્રતા સખત નિયમો અને શાસનો દ્વારા દૂર કરવામાં આવી. તેઓ પાસે પોતાના વગડાઓ હતા—જેમ કે ત્રિપુરામાં, જ્યાં તેઓ બંદૂક તાકતાં શીખતા.

## ત્રણ જાતના ભરતી થનારાઓ

૧ **આદર્શવાદીઓ:**—ભૂમિ પર સ્વર્ગ ઊતરેલું જોવા ઇચ્છનારા: અન્યાય અને અપ્રમાણિકતાને ધિક્કારનારા: એ જોતાં જ તેમનું મગજ ફરી જાય: સ્વપ્નદ્રષ્ટાઓ: આ ચળવળને પૂરેપૂરા લાયક.

૨ **પરાક્રમવાદીઓ** ( romanticists ). જેમને આવી પ્રવૃત્તિઓમાંથી પરાક્રમ અને સાહસ મળતાં. એક જ વેગે ચાલતાં જીવનનાં રગશિયાં ગાડાંથી કંટાળેલા: સાહસનાં બીજાં ક્ષેત્રો—પરમુલકમાં વસાહતો સ્થાપવી, નવા મુલકો શોધવા વગેરે—નાં દ્વાર બંધ થઈ ગયાં હોવાથી આ લોકોને આવાં જોખમભર્યાં સાહસો દ્વારા હૃદયની આશા પૂરવી પડતી.

૩ **હંમેશાં કાયદો ભંગ કરનારા:**—ઠોકી મારેલા કાયદા કાનૂનો પ્રમાણે જીવન ગુજારવું કેટલાકોને કદી ગમતું નથી. કોઈ પણ સમાજ કે સરકારના કાયદા કાનૂનોનો ભંગ કરવામાં જ તેઓનો મોટામાં મોટો આનંદ સમાયલો હોય છે. અવ્યવસ્થા અને અરાજકતામાં જ તેઓને ખેલવું ફાવે. ગુપ્ત મંડળો માટે અચ્છી સામગ્રી: પણ તેઓના ઉપર મજબૂત જાપતો રાખવાની અને દોરવાની જરૂર હોય છે.

૪ કેટલાક **સ્વાર્થ સાધુઓ** પણ ઘૂસવા માંડ્યા. તેમને પોતાનું જ કોઈ કામ કાઢી લેવું હતું. ચાલુ રહેતી ધરપકડોને લઈને મંડળને હંમેશાં સભ્યોની ઊણપને લીધે ઘણી મુશ્કેલી પડતી. આથી તેઓ માણસો પસંદ કરવામાં બહુ કાળજી રાખતા નહિ. એટલે ઘણા બોદા રૂપિયા પણ આવી જતા. તેઓ પાછળથી બાતમીદારો અને સી. આઈ. ડી. થઈ ગયા, અને તેમના ઘણા પ્રયત્નો ધૂળમાં મેળવ્યા.

૨૬/૧ અપર સરકયુલર રોડ કલકત્તા ઉપર આવેલા રાજા બજારનું બૉંબનું કારખાનું પકડાતાં બીજા યુગનો અંત આવ્યો. બૉંબના કારખાનાનું આ કેન્દ્રસ્થાન હતું. લૉર્ડ હાર્ડિંગ ઉપર ફેંકવામાં આવેલો બૉંબ આ કારખાનામાં જ બનેલો. ઘણા જ જલદ દારૂગોળાઓ અહીં બનાવવામાં આવતા—“ અર્ધી પલ-ટનને ઉરાડી મૂકી શકે.” (રોલેટ. ક. રિ.) કારખાનું પકડાયું તેથી અને તે પછી થયેલી મુખ્ય મુખ્ય માણસોની ધરપકડથી અનુશીલન સમિતિનો મૃત્યુઘંટ વાગી ગયો. મંડળ તૂટી ગયું. અને જે વિપ્લવવાદીઓ હજીયે છૂટા હતા ( મોટે ભાગે જેમની પાછળ વૉરંટો નીકળી ચૂકયાં હતાં હતાં ) તેઓ :આમ તેમ વેરાઈ ગયા.

**મહાયુદ્ધનો યુગ ૧૯૧૪–૧૮:**—આવી રીતે શક્તિ છિન્ન ભિન્ન થઈ ગઈ. પૂર્વ બંગાળમાં કોઈ નેતા ન રહ્યો. તો પણ તેઓ પહેલાં મળેલી વ્યવસ્થા અને આજ્ઞાપાલનની તાલીમને જોરે પોતાનું કામ ડિમોક્રૅટિક રીતે ચલાવતા હતા. પશ્ચિમ બંગાળમાં યતીન્દ્ર મુખર્જીએ તે શક્તિને કેન્દ્રીભૂત કરી. આમ બંગાળમાં બે ટોળીઓ હતી. પૂર્વબંગાળમાં અનુશીલન સમિતિ અને પશ્ચિ-મમાં યતીંદ્રની ટોળી. આ બંને ટોળીઓ એકત્ર ન થઈ શકી એ દુ:ખની વાત છે.—સંપ ત્યાં શક્તિ. પણ આતો બદલો કોણ કોનાથી ચઢી જાય છે એવી સરસાઈની ભાવનાથી મળી રહ્યો. તેમની પ્રવૃત્તિઓ ગણાવીએ.

**લૂટફાટ:**—નવું તત્ત્વ દાખલ કરવામાં આવ્યું—મોટર: અજબ હિંમત : કલકત્તા જેવા ભર્યાભાદર્યા શહેરમાં પણ બે જ મિનિટમાં પોતાનું કામ સમેટી પોબારા : જબરી વ્યવસ્થા: ભાગ્યે જ પકડાતા : આવી રીતે લાખેક રૂપિયા ભેગા કર્યા.

**ખૂનો:**—(૧) સી. આઈ. ડી. ઈન્પેક્ટર નૃપેંદ્ર ગુહા, બપોરે બાર વાગ્યે ચિતપુર અને ગ્રેગસ્ટ્રિટને ચકલે ઠાર.

(૨) સબઈન્સ્પેક્ટર સુરેશ મુખર્જી: પોર્ટથી નાસતા ફરતા ચિત્તપ્રિય ઘોષને પકડવા જતાં કોલેજ સ્કવેરમાં ઠાર. ચિત્તપ્રિય પોબાર.

(૩) ડિસ્ટ્રિક્ટ સુ. પોલીસ, (માઈમનસિંગ) યતીંદ્રઘોષ: પોતાને ઓટલે છોકરા સાથે આંટા મારતાં ઠાર.

(૪) કોમિલ્લા ગવર્નમેંટ સ્કૂલના હેડમાસ્તર: બાતમીદારનું કામ કરતા: સાંજના ફરવા જતાં ઠાર.

(૫) મધુસૂદન ભટ્ટાચાર્ય: સી. આઈ. ડી. મેડિકલ કોલેજ આગળ ટ્રામમાંથી ઊતરતાં ઠાર.

પશ્ચિમ બંગાળનો નેતા યતીંદ્ર નાયક થવાને જ જન્મ્યો હતો. તેણે વીખરાયલા મંડળને ભેગું કર્યું અને નવો પ્રાણ પૂર્યો. તેની સામે વોરંટ નીકળ્યું હતું. મિત્રોએ થોડો સમય સંતાઈ રહેવાની સલાહ આપી. પોતાના જે મિત્રો નાસતા ફરતા હતા તેઓને માટે પણ આવી સંતાવાની જગા તે શોધતો હતો.

ઓરિસ્સામાં બાલાસોરમાં યુનિવર્સલ ઈમ્પોરિયમ સ્થાપ્યું. જો થોડો વખત તેમણે પ્રવૃત્તિ બંધ રાખી હોત તો બચી ગયા હોત. પણ યતીન્દ્રને નવરા રહી વખત કેમ પસાર કરવો તે સૂઝ્યું નહિ. તેથી તેણે પોતાનું કામ ચલાવ્યે રાખ્યું. પોલીસની નજર સ્વાભાવિક રીતે જ ખેંચાઈ. મહા યુદ્ધ શરૂ થઈ ચૂક્યું હતું અને જર્મની હિંદને મદદ કરે તેવો સંભવ હોવાથી તે ભાઈ તે વખતે તે ખટપટમાં પડ્યા. શાંગહાઈનો જર્મન કોન્સ્યુલર જનરલ વોશિંગ્ટનના જર્મન એલચીની સૂચના મુજબ

કામ કર્યા કરતો. પરદેશ સાથેનો આ મામલો રસિક છે છતાં તે આપણા બીજા વ્યાખ્યાનનો વિષય હોવાથી અત્યારે જતો કરવો પડશે. હિંદ બહારની આ હિલચાલ અમેરિકાની પ્રખ્યાત ગદર–પાર્ટીના હાથમાં હતી. તેઓએ એક શાખા શાંગહાઈમાં સ્થાપી હતી. આ થાણું લૉર્ડ હાર્ડિંજ ઉપર બોમ્બ નાખનાર તરીકે ઓળખાતા રાસબિહારી બોઝના હાથ નીચે હતું. યતીંદ્રનો વિચાર બૉંબ, રિવૉલ્વર અને નાણાં બહારથી મેળવી આખા બંગાળમાં બળવો જગાડવાનો હતો. લોકોને હથિયાર આપવાં અને બંગાળમાં હુલ્લડ જગાવવું. શાંગહાઈની ગદર–પાર્ટી સાથે સંબંધ જોડ્યો–તેણે નરેંદ્ર ભટ્ટાચાર્યને જર્મન કૉન્સ્યુલર પાસે મોકલ્યો. રાસબિહારીની લાગવગથી નરેંદ્રે રૂ. ૬૫૦૦૦ ભેગા કર્યા; પણ યતીંદ્રને તો રિવૉલ્વર અને બૉંબ તાબડતોબ જોઈતાં હતાં. આથી તેણે નરેંદ્રને ફરીવાર મોકલ્યો. નરેંદ્ર પોતાનું કામ સારી રીતે આગળ ધપાવતો હતો. તેણે એવી ગોઠવણ કરી હતી કે દારૂગોળાથી ભરેલાં ત્રણ વહાણો અમેરિકાથી આવે અને યતીંદ્ર તેને બંગાળના ઉપસાગર પાસે ઉતારવાની ગોઠવણ કરી લે. પણ બધું ધૂળ મળ્યું. કુમુદનાથ મુખર્જી નામના બાંગકોક (સિયામ)ના બંગાળી વકીલ આ બધું જાણતા હતા. તેમણે દ્રોહ કર્યો અને આ બધી વાત સિંગાપોરના અંગ્રેજ અધિકારીઓને કહી દીધી. સત્તાવાળાઓએ તુરત ચાંપતા ઉપાયો લીધા. પેલાં વહાણોની શોધમાં લડાયક વહાણો મોકલ્યાં. તેમાંનું એક તો છેક અંદામાન સુધી આવેલું. 'એચ. એમ. એસ. કૉમવેલે' તેને પકડી પાડ્યું અને ઉપસાગરમાં ડુબાવી દીધું. આ રીતે બાજી ધૂળ મળી. નરેંદ્ર ચીનમાં નાસી છૂટ્યો અને ત્યાંથી મેક્સિકો અને ત્યાંથી રશિયા. તે

અત્યારે ત્યાં છે અને ત્યાંની વડી સરકારમાં અગત્યનો ભાગ ભજવે છે.

પણ યતીંદ્ર આથી હિંમત હારે તેમ ન હતું. તેણે ફરીવાર અવની મુર્ખજી નામના બીજા માણસને શાંગહાઈ મોકલ્યો. તે રાસબિહારીને મળી બધી ગોઠવણ કરી પાછો ફરતો હતો. નરેંદ્રવાળી વાત બન્યા પછી સિંગાપોરના અમલદારો હિંદીઓ અને ખાસ કરીને બંગાળીઓ તરફ બહુ જ વહેમની નજરે જોતા હતા. અવનીને શક પર પકડવામાં આવ્યો. તેને ફાંસીની શિક્ષા કરી કેદ પૂરવામાં આવ્યો. પણ તે છટકી નાઠો. તે પણ રશિયામાં છે. યતીંદ્ર ફરીથી નિષ્ફળ નીવડ્યો. અવનીની ડાયરીમાંથી પોલીસને યતીંદ્રનું સરનામું મળ્યું. તેને પણ આ વાતની ખબર મળી ગઈ. તે પોતાના સાથીઓ સાથે ભાગ્યો. મૅજીસ્ટ્રેટ અને સુપરિન્ટેન્ડન્ટ હથિયારબંધ પોલીસ સાથે મશાલ અને સાર્ચલાઇટ લઈને તેની પૂંઠે પડ્યા. તે એક ગામથી બીજે ગામ, એક જંગલથી બીજે જંગલ અને પહાડોમાં નાસવા લાગ્યો. આમ બે રાત અને એક દિવસ સુધી થાક કે ખોરાક ખાધા વિના દોડ્યો. માછીએ બ્રાહ્મણના દીકરાને રાંધેલો ભાત આપવા ના પાડી. છેવટે પકડાયો અને તેણે ખાઈમાં રહી યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો. સખત ઘાયલ થયો. ચિત્તપ્રિય પડ્યો. સુપરિન્ટેન્ડન્ટની માયાળુ વર્તણૂક: પોતાની હેટમાં પાણી લાવી પાયું. યતીંદ્રે બધી જોખમદારી પોતાને માથે લીધી અને તેના સાથીઓ માત્ર તેના અનુયાયીઓ હોવાથી તેમને ભારે સજા ન કરવા મૅજીસ્ટ્રેટને વીનવ્યું. હૉસ્પિટલમાં તે મરણ પામ્યો. આ પ્રમાણે એક મોટા જીવનનો અંત આવ્યો. ટેગૉર્ટે કરેલી પ્રશંસા. યતીંદ્રની સાથે પશ્ચિમ બંગાળની ટોળીનો પણ અંત

આવ્યો. પૂર્વ બંગાળની ટોળીનું કામ ચાલુ હતું. બુઝાતા દીપકની માફક તેમણે હવે પુષ્કળ ઉત્સાહ અને ઝનૂન સાથે કામ લેવા માંડયું. પકડાવાના તો હતા જ એટલે જીવનની પણ પરવા છોડી દીધી. તેમની હિંમત અનુપમ હતી. દાખલા તરીકે વસંતકુમાર ચેટર્જી. ડેપ્યુ. સુપ્રીં. પોલીસ : પક્કો અમલદાર : પહેલાં પણ તેને મારી નાખવાના પ્રયત્નો થયેલા. દરેક વખતે આબાદ છટકી જતો. પણ વિપ્લવવાદીઓએ આ વખતે તેનું કાસળ કાઢવાનો નિશ્ચય કર્યો હતો. સાઇકલ ઉપર ઑફિસમાંથી ઘેર જતો હતો. સાથે સાઇકલ ઉપર પોલીસો પણ હતા. એકાએક સિસોટી વાગી, અને બીજી જ ક્ષણે ઠાર. મડદું થઈને નીચે પડયો. મુખીએ સિસોટી વગાડતાં જ ખૂનીઓ ભેગા થયા અને લશ્કરી દમામથી કૂચ કરી ગયા. રાહદારીઓ આભા જ બની ગયા. કલકત્તાના ભર બજારમાં ધોળે દહાડે આ બન્યું હતું.

સરકાર વકરાઈ. નજરકેદનો કાયદો પસાર કર્યો. બંગાળમાં માર્શલ લૉ જેવું શરૂ થયું. કામ ચલાવ્યા વિના જ ધરપકડ અને કેદ : આખું બંગાળ થથરી ઊઠયું : હજાર ઉપરાંત પકડાયા અને નજરકેદ થયા. એનાર્કિસ્ટોને પણ ઝાળ લાગી. તેઓ સમજ્યા કે અંત આવી રહ્યો છે. સંખ્યા પણ ઘટી ગઈ હતી. તેઓએ કેસરિયાં કરવાની અને માર્યા વિના ન મરવાની પ્રતિજ્ઞા લીધી. ઝપાઝપી શરૂ થઈ. ગૌહતીમાં વૉરંટથી નાસતા મુખ્ય મુખ્ય માણસોની ટોળી રાત્રે ઊંઘમાં : તેઓનો પોતાનો પહેરો ફરતો હતો. પોલીસે ઘર ઘેરી લીધું. પહેરેદારે જગાડયા. તેઓએ યુદ્ધ જમાવ્યું અને પહાડોમાં નાસી છૂટયા. બીજે દિવસે સવારે એક ગુરખા પલટણને તેઓની પાછળ મોકલવામાં આવી. ઘણા મરાયા અને ઘાયલ થયા. નલિની છટકી

ગયો. ૭ દિવસ સુધી માઈલોના માઈલ કાપ્યા. વિશ્રાંતિ અને ખોરાક વિના પહાડી જંગલોમાં તેને ઘણું વેઠવું પડ્યું. બિહાર ગયો ત્યાં સહીસલામતી ન લાગતાં પાછો બંગાળમાં આવ્યો. સખત તાવ સાથે હાઉરા ઊતર્યો. ઠરવાને ઠામ નહોતું. મેદાનમાં એક ઝાડ તળે સૂતો. બીજે દિવસે જોયું તો પોતાને શીતળા થયા છે, અને ખીસામાં તો રિવોલ્વર! સદ્‌ભાગ્યે બીજા એક વિપ્લવવાદીએ તેને જોયો અને તેને બીજે ઠેકાણે નાખ્યો. શીતળાથી બહુ જ દુઃખી થયો. ન મળે પૈસા, ન મળે સારવાર, ન મળે કોઈ સાથી. થોડા રહેલા તે પણ વેરાયલા પડ્યા હતા. જીવનની આશા છોડી દીધી. બોલતો પણ બંધ થઈ ગયો. પણ આખરે બચ્યો અને ફરી પાછી પ્રવૃત્તિ શરૂ કરી. ઢાકા ગયો. એક સાંજે પોલીસો તેનું ઘર ઘેરી વળ્યા. તે કંઈ નમ્યું આપે તેવો નહતો; બરાબર લડાઈ જમાવી. સખત ઘાયલ થયો. બેભાન થઈને પડ્યો. હૉસ્પિટલમાં લઈ ગયા. પોલીસ તેની મરણ વખતની જુબાની લેવા આવી. સંદેશો પણ નહિ, સમાચાર પણ નહિ. કીર્તિની લાલસા નહિ. "પજવશો નહિ. શાંતિમાં મરવા દો." તે શાંતિથી મૃત્યુવશ થયો. સાથે સાથે બંગાળની વિપ્લવવાદની ચળવળનો પણ અંત આવ્યો.

## ચળવળ શાથી નિષ્ફળ નીવડી?

(૧) મુસલમાનોની દુશ્મનાવટ: તેઓ બંગભંગની તરફેણમાં હતા. તેથી તેમને આ લોકો ગમતા ન હતા. વિપ્લવાદીઓને તેઓ પોતાના હિતમાં આડે આવતા ગણતા. સરકાર આ વસ્તુસ્થિતિનો લાભ ઉઠાવતી અને જેલોમાં અને ઠેઠ આંદામનમાં પણ તેઓના પહેરેગીર તરીકે અચૂક રીતે મુસલમાનોને જ રાખતી. તેઓને આ હિંદુ વિપ્લવવાદીઓ તરફ જરા પણ

સહાનુભૂતિ ન હતી તેથી કરીને તેમના તરફ તેમનું વર્તન પણ સહાનુભૂતિહીન હતું.

(૨) સાથીઓમાં પોતામાં જ ફૂટ. લોકોને હજુ સંપૂર્ણ તાલીમ મળી ન હતી. અનુભવને અભાવે ઘણા ન જોઈએ તેવા માણસો ગુપ્ત સમિતિઓમાં ઘૂસી જવા પામ્યા.

(૩) પોલીસની વફાદારી.

આ ટોળીને મોટામાં મોટી ઊણપ એ હતી તેઓની પાસે એક પણ વિવેકાનંદ, ગાંધી કે અરવિન્દના જેવી પ્રભાવશાળી વ્યક્તિ ન હતી કે જે સૌનું સંમાન મેળવી શકે અને વિરોધને પણ શમાવી શકે.

## સારાંશ

(૧) પ્રશ્ન એ છે કે આ ચળવળ ખરેખર નિષ્ફળ ગઈ છે? હિંદુસ્તાનને સ્વતંત્ર કરવાના ધ્યેયમાં તેઓ નિષ્ફળ નીવડ્યા, પણ બીજી બાબતોમાં નહિ. તેઓએ દેશમાં એક જુસ્સો પેદા કર્યો કે જે દેશને માટે મૂડીરૂપ હતો. એવી જ રીતે અસહકારની ચળવળ પોતાનું ધ્યેય પ્રાપ્ત કરવામાં નિષ્ફળ નીવડી છે પણ એની જ્યોત હજી જલે છે.

વિપ્લવવાદીઓએ પ્રજાની કલ્પનાશક્તિને ઉદ્દામ કરી મૂકી. સરકારને પણ તેની શક્તિનો સ્વીકાર કરવો પડ્યો; અને અને રૉલેટ કમિટીના રિપોર્ટ ઉપરથી સ્પષ્ટ રીતે દીસી આવે છે કે ઘણાય રાજદ્વારી સુધારાઓ આ ચળવળને અંગે કરવામાં આવ્યા હતા.

(૨) વિરોધનું પ્રથમ પગલું તો ઉતાવળિયું જ હોય. વિપ્લવવાદીઓએ તો પહેલો અખતરો માત્ર કર્યો છે. વિજય જેવી બીજી સફળતા જ નથી. જો તેઓ સફળ નીવડ્યા હોત

તો આપણે તેઓને દેશવીરો તરીકે સ્વીકાર્યા હોત, પણ તેઓને નિષ્ફળતા મળી તેટલા માટે જ તેઓનો ઉપહાસ કરવો અથવા તો 'મૉડર્ન રિવ્યુ'ની માફક ગંભીરતાથી તેઓને 'ગમાર' કહેવા એ યોગ્ય નથી.

(૩) તમને ભલે તેમના ઉદ્દેશો ન ગમે પણ તેટલા માટે તમોએ તેમના અદ્‌ભૂત ચારિત્ર્યની ઉપેક્ષા ન જ કરવી જોઈએ. તે અદ્‌ભુત હતું—સાચું બ્રહ્મચર્ય, નિષ્કલંક સાદાઈ, અને સત્ય. આદર્શનાં સ્વર્ગ જોતું તે જીવન હતું. તેમના કટ્ટર વિરોધી અંગ્રેજોએ પણ તેની પ્રશંસા કરી છે.

હું તો આગળ જઈને એમ કહેવા પણ તૈયાર છું કે અંગ્રેજો જ તેઓના ચારિત્ર્યનું ખરું મૂલ્ય આંકી શક્યા હતા. અને આમ છતાં વસ્તુસ્થિતિ અનુસાર તેઓ સામે પગલાં લીધાં.

## પરિશિષ્ટ

### ઉંમર

| ૧૦–૧૫ | ૧૬–૨૦ | ૨૧–૨૫ | ૨૬–૩૦ | ૩૧–૩૦ | ૩૬–૪૫ | ૪૫ની ઉપર |
|---|---|---|---|---|---|---|
| ૨ | ૪૮ | ૭૬ | ૨૭ | ૧૦ | ૯ | ૧ |

### જાતિ

મોટે ભાગે બ્રાહ્મણો અને કાયસ્થો.

બ્રાહ્મણ ૭૬, કાયસ્થ ૮૭.

### ધંધો

| વિદ્યાર્થીઓ | શિક્ષકો | જમીનદાર | બેકાર | વેપારીઓ | ડાક્ટર | સહકારી કારકુનો | ન્યૂસપેપરવાળા | ખેડૂતો |
|---|---|---|---|---|---|---|---|---|
| ૬૮ | ૧૬ | ૧૯ | ૨૪ | ૨૩ | ૭ | ૨૦ | ૫ | ૧ |

૨

# હિંદ બહારના હિંદી વિપ્લવવાદીઓ

વીસમી સદીના પ્રારંભમાં શામજી કૃષ્ણવર્મા નામનો કાઠિયાવાડી વિલાયત જાય છે. હિંદને માટે સ્વરાજ્ય મેળવવાના સ્પષ્ટ ઉદ્દેશથી "ઇન્ડિયન હોમરૂલ સોસાયટી"ની સ્થાપના કરે છે. પોતાના પ્રચારકાર્યમાટે "ઇંડિયન સોશિયોલોજિસ્ટ" નામનું પત્ર શરૂ કરે છે. પારીસના એક હિંદી વેપારી શ્રીધર રણજીત રાણાને સમજાવીને હિંદુસ્તાનની સ્વતંત્રતાની પ્રાપ્તિને માટે કામ કરવાને રાજી એવા યોગ્ય વિદ્યાર્થીઓને શિવાજી અને પ્રતાપના નામની શિષ્યવૃત્તિઓ આપવા સમજાવે છે.

તેની પ્રવૃત્તિ તરફ બ્રિટિશ સરકારનું લક્ષ્ય ખેંચાયું. આથી તે વિલાયતથી નાસીને ફ્રાંસ ગયો અને મેડમ કામા[1]ની સાથે મળીને પેરીસમાં રહ્યાં રહ્યાં પ્રવૃત્તિને દોરતો રહ્યો. વિલાયતમાં એની ગેરહાજરી દરમિયાન એનો સહકારી વિનાયક સાવરકર

[1] એક બંગાળી સ્ત્રી.

તે પ્રવૃત્તિનો નાયક બન્યો. "ઇંડિયન સોશિયોલોજિસ્ટ"માં ઝનૂનભર્યાં લખાણો પ્રસિદ્ધ કરવામાં આવતાં હતાં અને તે માટે મુદ્રકને બે મહિનાની જેલ ભોગવવી પડી હતી. આખરે પત્રને ફ્રાંસ લઈ જવું પડ્યું. વિનાયક અને તેના સાથીઓ નિયમિત રીતે મંડળના કાર્યાલયમાં ભેગા થતા, હિંદી પ્રશ્નોની ચર્ચા કરતા અને હિંદની સ્વતંત્રતાની પ્રાપ્તિ માટે તરંગી યોજનાઓ ઘડતા, તથા સત્તાવનના બળવા વિષે અને બંગાળના વિપ્લવવાદીઓ વિષે નિબંધો વાંચીને પોતાનો જુસ્સો સળગતો રાખતા. ગુપ્ત સમિતિઓની જરૂરિઆત અને વ્યવસ્થા વિષેના પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવતાં. બોંબ વગેરે ફાટી ઊઠે તેવા પદાર્થો બનાવવાની રીતો વિષેનાં ચોપાનિયાં લખવામાં આવતાં હતાં. વળી હિંદુસ્તાનનાં કેટલાંક વિપ્લવકેંદ્રોને રિવોલ્વરો અને બોંબ પહોંચાડવામાં તે લોકોનો હાથ હતો એમ માનવામાં આવે છે. તેઓ ખુલ્લી રીતે બંગાળના વિપ્લવવાદીઓ અને તેમના વીરત્વ પ્રતિ સહાનુભૂતિ દર્શાવતા.

આ પ્રવૃત્તિઓનું યોગ્ય પરિણામ આવ્યા વિના રહ્યું નહિ. મદનલાલ ધિંગરા નામનો એક પંજાબી વિદ્યાર્થી પોતાના મગજ ઉપરનો કાબૂ ખોઈ બેઠો અને કંઈ પણ કારણ વિના તેણે ઇંડિયા ઓફિસના એ ડીકાં સર કર્ઝન વાઈલીને ઠાર કર્યો. "હિંદી યુવકોને અમાનુષ રીતે દેશપાર અને ફાંસીની સજા કરવા સામે મારો યથાશક્તિ વિરોધ દર્શાવવાના હેતુથી જાણી જોઈને મેં અંગ્રેજનું લોહી રેડવાનો પ્રયત્ન કર્યો છે."

આ બધી પ્રવૃત્તિઓને પરિણામે વિનાયકને વિલાયતમાં ગિરફતાર કરી હિંદુસ્તાનમાં લાવવાના હતા, પણ તે સ્ટીમરમાંથી નાસી છૂટ્યો. એક ફ્રેંચ પોલીસે લાંચ ખાઈ ને વિનાયકને અંગ્રેજોને હવાલે કર્યો.

આ તો હજુ ઉપક્રમણિકા થઈ. હવે બહુ જ અગત્યની વ્યક્તિ દેખા દે છે, તે લાલા હરદયાલ. પંજાબ યુનિવર્સિટીના પ્રથમ પંક્તિના વિદ્યાર્થી હતા. હિંદી સરકારની શિષ્યવૃત્તિ લઈને તે ૧૯૦૫માં ઇંગ્લંડ ગયા. એ અને એમના મિત્ર ભાઈ પરમાનંદ બંને શામજી કૃષ્ણવર્માની અસર નીચે આવ્યા. ભાઈ પરમાનંદે હાલ તુરતમાં પોતાની આત્મકથા પ્રસિદ્ધ કરી છે. તેમાં તેઓ જણાવે છે કે જો કે તેમને હરદયાલ અને કૃષ્ણ-વર્મા સાથે ગાઢ પરિચય હતો તો પણ તે તેમના પક્ષમાં ભળ્યા નહતા. બીજા વિપ્લવવાદીઓ અને તેમનાં લખાણો આ વાતને ટેકો આપે છે. તેમને ખરાબ સંગત માટે ભોગ-વવું પડયું છે, નહિ કે ખરાબ કૃત્યને માટે. તેમને અંદામાનમાં જન્મ દેશનિકાલ કરવામાં આવ્યા. ત્યાં તેમણે કેટલાક બંગાળી વિપ્લવવાદીઓને કહ્યું હતું કે "કે આવા અન્યાયની જો મને પહેલેથી ખબર હોત તો હું જરૂર તમારા પક્ષમાં જોડાત." એ સ્પષ્ટ જ છે કે તેઓ નિર્દોષ હતા, છતાં તેમને ભોગવવું પડયું હતું.

પણ હરદયાલની બાબતમાં તેમ ન હતું. તેમણે તો તે પક્ષમાં બરાબર ઝંપલાવ્યું હતું અને વિપ્લવવાદી વિચારોથી તે અથાઈ ગયા હતા. સરકારની મદદ અને નોકરી ન સ્વીકારવાને માટે તેમણે સરકારની શિષ્યવૃત્તિનો પણ ત્યાગ કર્યો હતો. ૧૯૦૮ માં હરદયાલ હિંદુસ્તાનમાં આવ્યા અને પંજાબની અંદર પોતાના વિપ્લવવાદી વિચારોનો પ્રચાર કરવા માંડયો. બારીંદ્ર ઘોષ અને અલીપુર બૉંબ કેસથી હિંદુસ્તાન ચમકી ઊઠયું હતું અને યુવાનોનાં હૃદય હલમલી ઊઠયાં હતાં. પંજાબમાં હરદયાલને સારો જવાબ મળ્યો હતો. ૧૯૦૮ થી

૧૯૧૧ સુધીનાં ત્રણ વર્ષ તેમણે કામ કર્યું. દિલ્લી અને લાહોરમાં કેટલાંક વિપ્લવકેંદ્રો સ્થાપ્યાં. કેટલાક ઉત્સાહી શીખોએ તેને સાથ દીધો. આવી રીતે હરદયાલે વાવેલા બીજનો લાભ પાછળથી ગુરુદત્તસિંગ, કરતારસિંગ અને રાસબિહારી બોઝે ઉઠાવ્યો.

બીજ વાવવાનું કામ પૂરૂં કરી, ચળવળનું કામ પોતાના સહકારીઓને સોંપી ૧૯૧૧માં હરદયાલે સદાને માટે હિંદ છોડયું. પણ આપણે તો હરદયાલનો પીછો પકડીશું અને તેના સહકારીઓને બીજા ભાષણ માટે રાખી મૂકીશું.

હરદયાલ અમેરિકા જાય છે, સાનફ્રાંસિસકોમાં વાસ કરે છે, અને પશ્ચિમ અમેરિકાને પોતાની પ્રવૃત્તિઓનું ક્ષેત્ર બનાવે છે. તેની પ્રવૃત્તિઓ માટે તે સારૂં ક્ષેત્ર હતું. કેનેડા અને પશ્ચિમ અમેરિકાના જુદા જુદા ભાગોમાં હજારો હિંદીઓ અને ખાસ કરીને શીખો અને પંજાબીઓ વાસ કરે છે. તેઓનો મોટો ભાગ અભણ છે, અને ગુજરાન મેળવવાને માટે ત્યાં ગયેલો છે. તેઓ મજૂરી અને હુન્નર ઉપર જીવે છે. હરદયાલ તેઓની અંદર કામ કરવા લાગ્યો. (બંગાળના વિખ્યાત પત્ર "યુગાન્તર" ના નામ ઉપરથી) તેણે "યુગાન્તર આશ્રમ" ની સ્થાપના કરી ને પોતાનું "ગદર", (વિપ્લવ) નામનું પત્ર હિંદી અને ઉર્દુમાં પ્રસિદ્ધ કરવા માંડયું. આ પત્રના નામ ઉપરથી આ ટોળી "ગદર ટોળી" ને નામે ઓળખાય છે. બરકત-ઉલ્લા અને તારકનાથ દાસ વગેરે નેતાઓએ તેને સાથ દીધો અને મજૂરોમાં વિપ્લવના વિચારો ફેલાવ્યા. તેને સારો જવાબ મળ્યો. તેણે તેઓની આંખ ખોલી નાખી અને તેમની ખરી સ્થિતિનું ભાન કરાવ્યું.

હવે "કોમાગાટામારૂ"નો કિસ્સો હાથ ધરીએ. હરદયાલના ઝનૂનીમાં ઝનુની લેખોથી કે બીજી કોઇ પણ બાબતથી કદી ઉશ્કેરાયા ન હતા તેવા આ બનાવથી ઉશ્કેરાયા. કેનેડાની સરકાર હિંદીઓને કેનેડામાં આવતા અટકાવવા માગતી હતી. આથી એવો કાયદો પસાર કરવામાં આવ્યો કે જે મજૂરો સીધા જ પોતાના દેશમાંથી આવશે તેઓને જ માત્ર ઊતરવા દેવામાં આવશે. માત્ર ચીનાઓ અને જાપાનીઓ જ આમ કરી શકે તેમ હતું, કારણકે તેઓ સ્વતંત્ર હતા, પણ બિચારા હિંદીઓને અંગ્રેજી અને જાપાની સ્ટીમરોમાં જવાનું હતું. આ સ્ટીમરો સીધી અમેરિકા ન જતાં હોંગકોંગમાં થોભે છે અને નવા ઉતારુઓ ત્યાંથી લે છે. આ કાયદાથી જબરો અસંતોષ ફેલાયો, અને શીખોને લાગ્યું કે આ કાયદો મુખ્યત્વે કરીને તેમને માટે જ કરવામાં આવ્યો છે. કોમાગાટામારુના કિસ્સાથી આ ધારણાને પુષ્ટિ મળી.

ગુરુદત્તસિંગ નામના સિંગાપુરના એક ધનાઢ્ય શીખ વેપારીએ કોમાગાટામારુ નામની જાપાની સ્ટીમર ખરીદી લીધી અને ૩૭૨ પંજાબીઓને લઈ તે સીધો કેનેડા ગયો. કેનેડાની સરકારે પોત પ્રકાશ્યું. તેઓએ પંજાબીઓને ઊતરવા દીધા નહિ. પુષ્કળ સંદેશાઓ ચાલ્યા પણ સરકારે નમતું આપ્યું નહિ. શીખોએ અસંતોષ અને કાયદાભંગનાં ચિહ્નો બતાવ્યાં, કેનેડિયન સરકારે તોપો ગોઠવી અને જો તેઓ કેનેડાનો કિનારો છોડી ન જાય તો તોપોનો મારો ચલાવી વહાણને ડુબાડી દેવાની ધમકી આપી. આથી વહાણને કેનેડા છોડીને હિંદુસ્તાન પાછું આવવું પડ્યું, સઘળા ઉતારુઓનાં મન બહુ જ ઊકળી આવ્યાં હતાં. વેરની વસૂલાતના સોગંદ લીધા. આ

સ્ટીમર હોંગકોંગ, સિંગાપુર અને રંગૂન થતી થતી આવી અને આ દરેક બંદરે શીખોએ પોતાનો હિંસા અને વેરનો મંત્ર ફૂંક્યો. સિંગાપુરમાં તેઓને સુંદર જવાબ મળ્યો. કેમકે તેમના ગયા પછી થોડા જ મહિનામાં સિંગાપુરની એક શીખ ટુકડી વીફરી. એ શીખ સિપાઈઓએ બળવો કર્યો. કિલ્લાનો કબજો લીલો, શહેરને તાબે કર્યું અને એ એક દિવસને માટે તો તે બ્રિટિશ બંદર ઉપર બ્રિટિશ વાવટો ઊડી પણ ન શકયો. અંગ્રેજોએ જાપાની સરકારની મદદ માગી. જાપાની લડાયક વહાણોમાં હજારો જાપાની સિપાઈઓને ઠાલવવામાં આવ્યા અને તેઓની મદદથી કિલ્લો પાછો હાથ કરવામાં આવ્યો. સિપાઇઓને કોર્ટ માર્શલ કરવામાં આવ્યા. અને ફાંસી દઈને તથા ગોળીબારથી ઠાર કરવામાં આવ્યા. આવી રીતે બળવાનો અંત આવ્યો.

હવે આપણે કોમાગાટામારૂની પૂંઠે પૂંઠે જઈએ. બજ-બજ આવ્યું. ઉતારુઓ ઊતર્યા. તેમને સીધા પંજાબ લઈ જવા માટે સરકારની ટ્રેન ઊભી હતી. પોલીસોએ તેમને ગાડીમાં બેસવાનો હુકમ કર્યો. તેઓ સ્વાભાવિક રીતે જ પોલીસ ઉપર વહેમાયા. તેઓએ વિરોધ દર્શાવ્યો કે અમારી મરજી હશે તો બેસીશું, કોઈના બેસાડયા નહિ. પરંતુ સરકારે તેમને કલકત્તા કે બંગાળા જવા ન દીધા. તેઓને તો તરતોતરત પંજાબ જ મોકલવા હતા. ઊતારુઓએ પોતાને કેદીઓ તરીતે ગણવાની ના પાડી અને પગેપાળા કલકત્તા જવા ઊપડયા. સિપાઈઓ અને શીખો વચ્ચે આવી રીતે ઝપાઝપી જામી. એક કલાક સુધી રીતસરનું યુદ્ધ ચાલ્યું. બંને બાજુએથી ગોળીઓ છૂટવા લાગી. બંને પક્ષનાં કેટલાંક માણસો પડયાં. અંતે શીખોનો મોટો ભાગ પકડાયો. પણ ગુરુદત્તસિંગ વગેરે ત્રીસેક

શીખો નાસી ગયા. આ નાસી છૂટેલા શીખો સ્વાભાવિક રીતે જ વિપ્લવવાદીઓની ટોળીમાં ભળી ગયા અને હિંદમાં પોતાનું કાર્ય કરવા લાગ્યા. આ બનાવથી કૅનેડાના હિંદી મજૂરો ખાસ કરીને શીખો અને પંજાબીઓ ઉશ્કેરાઈ ગયા અને વેર લેવાને માટે અધીરા બન્યા. પણ આ તો હિંદુસ્તાનની અંદરની પ્રવૃત્તિ હોઈ એને બીજા ભાષણ માટે રાખી મૂકીએ.

દરમિયાનમાં યુરોપમાં મહાન વિગ્રહ જાગ્યો. અને વિપ્લવવાદીઓએ મદદ મળવાની આશાએ જર્મની તરફ દૃષ્ટિ કરી કાર્યક્ષેત્ર અમેરિકામાંથી જર્મનીમાં ખસ્યું. આપણે પણ જર્મની જઈએ. જ્યારે મહાન યુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે જર્મનીમાં કેટલાક બંગાલી વિપ્લવવાદીઓ રહેતા હતા. ૧૯૧૧ થી વિપ્લવવાદની ચળવળ માટે જર્મન સરકારની સહાનુભૂતિ અને મદદ મેળવવાના વ્યર્થ પ્રયત્ન કરતો અવની મુખર્જી પણ ત્યાં જ હતો. તે વખતે જર્મન સરકારે તેના તરફ ધ્યાન આપ્યું નહોતું. તે તકની રાહ જોતો બેઠો હતો. શ્રી સરોજિની નાયડુનો ભાઈ બીરેંદ્રનાથ ચેટર્જી તથા સ્વામી વિવેકાનંદનો ભાઈ ભૂપેન્દ્રનાથ દત્ત, પણ ત્યાં જ હતા. યુદ્ધ શરૂ થયું એટલે આ લોકોને જોઈતી તક મળી ગઈ. હિંદુસ્તાનમાં જો બળવો જગાવવામાં આવે તો જર્મનીને શા શા લાભો થાય તે સમજાવતું એક ચોપાનિયું તેઓએ પ્રસિદ્ધ કર્યું. જર્મન પરદેશખાતાનું ધ્યાન આ ચોપાનિયા તરફ ખેંચાયું. સરકારે વિપ્લવવાદીઓને નોતર્યા અને હિંદુસ્તાનમાં વિપ્લવ જગાડે તો મદદ કરવાને વચન આપ્યું. બંને પક્ષો વચ્ચે નીચેની શરતો થઈ.

(૧) હિંદુસ્તાન સ્વતંત્ર થાય ત્યારે પાછાં વાળે એ શરતે જર્મન સરકાર નાણાં ધીરે.

(૨) જર્મન સરકાર તેઓને બોંબ, રિવોલ્વર વગેરે સરંજામ આપે અને પોતાના પરદેશ ખાતાના પ્રધાનને વિપ્લવવાદીઓને મદદ કરવાની સૂચના આપે.

(૩) તટસ્થ રહેલા તુર્કીને જર્મન સરકાર ઈંગ્લંડ સામે યુદ્ધ જાહેર કરવાને સમજાવે. આ જેહાદથી ઘણા મુસલમાનો વિપ્લવાવાદની ટોળીમાં ભળે તેવો સંભવ છે.

આમ ૧૯૧૪ માં "Indian Independence Committee" ("હિંદસ્વાતંત્ર્યસંઘ")ની સ્થાપના થઈ. અવની, વીરેન્દ્ર અને ભૂપેન તો હતા જ. હરદયાલ, બરકત-ઉલ્લા અને પ્રો. તારકનાથે અમેરિકાથી આવીને તેઓને સાથ દીધો: રાજા મહેન્દ્રપ્રતાપ અફઘાનિસ્તાનમાં થઈને બર્લીન પહોંચ્યા અને આ "સ્વાતંત્ર્યસંઘ"માં જોડાયા. આ ઉપરાંત બીજા પણ કેટલાક હિંદીઓ આ સંઘની સૂચના અનુસાર જર્મનીમાં કામ કરતા હતા.

તેઓની પ્રવૃત્તિ વિવિધ હતી. જર્મન વિદેશખાતામાં રાજા મહેંદ્રપ્રતાપની જબરી લાગવગ હતી. તેમણે પુષ્કળ પ્રવાસો કરેલા હતા તથા તે એક જબરા એક રાજદ્વારી કુનેહવાળા માણસ હતા.

અમેરિકાને અંગ્રેજોની સાથે જોડાતાં અટકાવવા અને વાયવ્ય સરહદ પર બળવો જગાડવાના હેતુથી તેઓ ફોન ડીગોટની સાથે અફઘાનિસ્તાન ગયા હતા. બરકત-ઉલ્લા કેદ પકડાયેલા હિંદી સિપાઈઓની દેખરેખ રાખતા હતા અને તેઓને જર્મન લશ્કરમાં જોડાવાને સમજાવતા હતા. કેટલેક અંશે તેઓને સફળતા મળી પણ ખરી. આ સંઘે 'ગદરપાર્ટી'

સાથે સંબંધ જોડીને કામ કરવાનું શરૂ કર્યું. હેરંબલાલ ગુપ્ત, ડૉ. ચંદ્રકુમાર અને સુરેંદ્રકર અમેરિકનોની સહાનુભૂતિ મેળવવા પ્રયત્ન કરતા હતા. સુરેંદ્રકર સુકલકડી હતો તથા સદાનો માંદલો હતો—જાણે ફરતું હાડપિંજર. પણ આ ખખડી ગયેલા હાડપિંજરની અંદર ઉત્સાહનો અખૂટ ભંડાર હતો. તે હિંદી વિપ્લવનો મંત્ર ફૂકતો, તેને માટે સભાઓ કરતો અને હિંદના સ્વાતંત્ર્ય તરફ અમેરિકનોની સહાનુભૂતિ મેળવતો. સુરેંદ્રકર 'ગદરપાર્ટીનો' જમણો હાથ હતો. અને 'ગદરપાર્ટી' લાખો ડોલર હિંદી વિપ્લવ માટે મેળવી શકી તે પણ તેના પ્રયત્નને લીધે જ. તેણે પ્રેસિડંટ વિલ્સનની મુલાકાત લીધી હતી અને જગવિખ્યાત ચૌદ સૂત્રોમાં હિંદી સ્વાતંત્ર્યને પણ સ્થાન આપવા વિનંતિ કરી હતી.

બર્લિનના "હિંદસ્વાતંત્ર્યસંઘ"ની સાથે મળીને જર્મન લશ્કરની મદદમાં અમેરિકામાં વસતા હિંદીઓની એક નાની ટુકડી મોકલવાનો 'ગરદપાર્ટી'એ વિચાર કર્યો. આ ટુકડીને જર્મન લશ્કર સાથે ભેળવી દેવાની હતી. પણ આખરે એવું નક્કી કરવામાં આવ્યું કે એ ટુકડીએ હિંદુસ્તાન જઈ ત્યાં બળવો જગાડવો. જર્મન લશ્કરમાં સીધી રીતે જોડાવા કરતાં આવી રીતે કામ કરવામાં વધુ મદદ આપી શકાશે એમ માનવામાં આવ્યું. તે અનુસાર હજારો પંજાબીઓને હિંદુસ્તાન પાછા મોકલવાની 'ગરદપાર્ટીએ' વ્યવસ્થા કરી. તેઓ બધાને વિપ્લવની લગની લાગેલી હતી. પણ તેઓમાંના મોટા ભાગને નજર કેદ, કે કેદ કરવામાં આવ્યા. બાકીનાઓએ હિંદી સિપાઈઓને બળવો જગાડવાને સમજાવવાની પ્રવૃત્તિ હાથ ધરી. તેઓ કરતારસિંગ અને રાસબિહારી બોસ જેવા કાબેલ

નેતાઓના હાથ નીચે કામ કરી રહ્યા હતા. રાસબિહારી વિશે આગળ ઉપર કહેવામાં આવશે. અહીં માત્ર કરતાસિંગ વિષે કહીશ. તેની ટોળીમાં ૩૦, ૪૦ અને ૫૦ જેટલી ઉંમરના શીખો હતા. કરતાર માત્ર વીસ વર્ષનો જુવાનિયો હતો. તેનામાં તેજસ્વિતા, નેતૃત્વ, અજબ હિંમત અને ઉત્સાહ હતાં. કોઈ સ્વતંત્ર દેશમાં જન્મ્યો હોત તો તેણે અચળ કીર્તિ પ્રાપ્ત કરી હોત. હિંદુસ્તાનમાં પણ તેનાથી થાય તેટલું તો તેણે કર્યું જ. હિંદી સિપાઈઓમાં અસંતોષ ફેલાવવાનું કાર્ય કરતાં પકડાયો. કોર્ટમાંની તેની વર્તણૂકે સૌનું ધ્યાન ખેંચ્યું. તે જુવાને સર્વ જવાબદારી પોતાને એકલાને શિર વહોરી લીધી અને હસતે મુખે ફાંસીએ લટક્યો.

'ગદરપાર્ટી' 'હિંદી સ્વાતંત્ર્યસંઘ'ની સાથે મળીને કામ કરતી હતી તે તો કહેવામાં આવ્યું છે. તે ઉપરાંત 'સ્વાતંત્ર્ય સંઘ''ની બીજી ત્રણ શાખાઓ હતી. એક સિયામમાં આવેલા બાંગકોકમાં. તેના નેતા બંગાળી વિપ્લવવાદી ભોળાનાથ ચેટર્જી હતો. બીજી જાવામાં બટાના મથકે કે જ્યાં બીજા એક બંગાળી વિપ્લવવાદી નરેંદ્રનાથ ભટ્ટાચાર્ય ઉર્ફે માર્ટીનને મોકલવામાં આવ્યો હતો. આ શાખાઓ પણ તે તે જગાના જર્મન કોન્સલોની સાથે મળીને કામ કરતી હતી. પણ આ બંને શાખાઓ સાંગહાઈની શાખાના તાબામાં હતી. આ સાંગહાઈની શાખાની બધી વ્યવસ્થા રાસબિહારી બોસ જેવા કુશળ આદમીના હાથમાં હતી. સાંગહાઈના જર્મન કોન્સલ સાથે મસલત કરીને રાસબિહારી પગલાં ભરતો હતો.* અને આ બાંગકોકમાં શા માટે ?

---

* જર્મન કોન્સલ વોશીંગ્ટનના જર્મન એલચીની સૂચનાઓ મુજબ વર્તતો હતો.

મહેંદ્રપ્રતાપ વાયવ્ય સરહદ પર કામ કરતા હતા. અને બર્મામાં કામ કરવાને બાંગકોક એ કેન્દ્ર હતું.

સિયાઆમની અંદર એક રેલ્વે લાઈન બંધાતી હતી ત્યાં હજારો પંજાબીઓને રોકવામાં આવ્યા હતા. અને આ લોકમાં વિપ્લવવાદીઓ આવી પહોંચ્યા હતા. તેઓનો ઉદ્દેશ સર્વત્ર હોય છે તેમ બર્મામાં રહેલા હિંદી સિપાઈઓમાં અસંતોષ ફેલાવવાનો હતો. સોહનલાલ પાઠક આ જ કામને માટે પકડાયો. પોતાના પર હુમલો કરનારને મારી શકે તેવી સ્થિતિમાં હોવા છતાં પોતે પકડાયો. આની અસર ખૂબ પડી. સરકારને એની પ્રામાણિકતા ઉપર વિશ્વાસ બેઠો. તેને ફાંસીની સજા થઈ. લેફ્ટેનંટ ગવર્નરે જેલમાં તેની મુલાકાત લીધી. તેની વર્તણૂક સારી લાગી. શું તે જૂઠું બોલે ?

અહીંયાં મહાન બંગાળી નેતા રાસબિહારી વિષે થોડા શબ્દો કહેવા જરૂરી છે. પહેલાં એ દેહરાદુન ફોરેસ્ટ કોલેજમાં હતા. તેમણે વિપ્લવવાદીઓની ટોળી ઊભી કરી અને જ્યારે લાલા હરદયાલ હિંદુસ્તાન છોડી ગયા. ત્યારે તેણે સંયુક્ત પ્રાંતો અને બંગાળની આખી પ્રવૃત્તિનો ભાર ઉપાડી લીધો. એનામાં સંગઠન શક્તિ જબરી હતી. તેણે બનારસ, દિલ્લી, લાહોર વગેરે સ્થળે વિપ્લવનાં કેન્દ્રો સ્થાપ્યાં. લોર્ડ હાર્ડિંજ ઉપર નંખાયેલા બોંબમાં મુખ્યત્વે કરીને તેનો જ હાથ હતો એમ કહેવાય છે. પણ આવાં છૂટક ખૂનો કરતાં હિંદી લશ્કર બળવો કરે એ જ એનું લક્ષ્ય હતું. તેને કરતારસિંગ, શચીંદ્ર સાન્યાલ અને પિંગલે જેવા સુંદર સાથીઓ મળ્યા હતા. તેઓએ ઘણા હિંદી સિપાઈઓ સાથે એવી ગોઠવણ કરી હતી કે અમુક ઠરાવેલે દિવસે તેઓ બળવો જગાડે. સિપાઈઓએ આ કબૂલ

કર્યું અને દિવસ નક્કી કરવામાં આવ્યો. પણ એક સિપાઈએ દ્રોહ કર્યો. મિરતના કિલ્લામાં પિંગલે બૉંબ સાથે પકડાયો અને તેને ફાંસી દેવામાં આવી. અનેક સિપાઈઓને ફાંસી અને જેલની સજા કરવામાં આવી. આખી ચળવળ પડી ભાંગી. સરકારે જાપ્તાનાં પગલાં લેવા માંડયાં. દિલ્હી, લાહોર અને બનારસમાં અનેક માણસોની ધરપકડ થઈ. રાસબિહારીની સામે પણ કેટલાંક વૉરંટો કાઢવામાં આવ્યાં. હજારોનાં ઇનામો જાહેર કરવામાં આવ્યાં. રાસબિહારીને સર્વત્ર નિષ્ફળતા દેખાવા લાગી. એના મિત્રોએ સહીસલામતીની ખાતર હિંદુસ્તાન છોડી જવાની સલાહ આપી. તે કલકત્તા આવ્યો અને રવીન્દ્રનાથ ટાગોરના કુટુંબના પી. એન. ટાગોરને નામે હિંદુસ્તાન છોડી જાપાન ગયો અને ત્યાં તેણે શાંગહાઈની શાખાની વ્યવસ્થા સંભાળી લીધી.

આ ત્રણે શાખાઓમાંથી નાણાં સરંજામની મદદ વખતો વખત હિંદુસ્તાનને મળતી રહેતી હતી. યતીંદ્ર મુખર્જીના હાથ નીચે ચાલતી બંગાળની ચળવળને હજારો રૂપિયા મળ્યા હતા પણ ખરા. પણ તેઓને નાણાં અથવા થોડાઘણા દારૂગોળાની જરૂર ન હતી. તેની ઇચ્છા લોકોને હથિયાર આપી શિવાજીની નીતિ અખત્યાર કરવાની હતી. આ ઉદ્દેશથી તેણે અવની મુખર્જીને શાંગહાઈ મોકલ્યો. તે રાસબિહારીને મળ્યો અને રાસબિહારી જર્મન કૉન્સલને મળ્યો. એવી ગોઠવણ કરવામાં આવી કે બંદૂક અને રિવૉલ્વરોથી ભરેલાં કેટલાંક જહાજો બંગાળ મોકલવામાં આવે અને કલકત્તાની પાસે કોઈ જગાએ યતીંદ્ર તેને ઉતારી લે. આ બધી ગોઠવણ જર્મન કૉન્સલ જનરલ સાથે થઈ અને પછી અવની મુખર્જી બંગાળા આવવા

માટે શાંગહાઈથી ઊપડ્યો. પણ હવે તેમના પાસા ઊલટા પડવા માંડ્યા. બાંગકોકનો કુમુદ ચેટર્જી નામનો એક બંગાળી વકીલ આ બધી વાતથી માહીતગાર હતો. તે ફૂટી ગયો અને તેણે સિંગાપોરના અંગ્રેજોને તે વાતની બધી માહિતી આપી દીધી. જ્યારે અવની સિંગાપોર આવ્યો ત્યારે તેને પકડવામાં આવ્યો અને તેની પાસેથી કેટલાંક ઘણાં જ અગત્યનાં કાગળિયાં મળી આવ્યાં. પોલીસને બંગાળના નેતા યતીંદ્રનું સરનામું પણ મળી ગયું અને તેઓએ બંગાળ તાર કરી દીધો. ગયા ભાષણમાં એ વિષયની હકીકત આપી દેવામાં આવી છે, તેથી અહીં તે શોકપૂર્ણ ઘટનામાં ઊતરવાની જરૂર નથી.

અવનીને પકડવામાં આવ્યો, ગુન્હેગાર ઠેરવવામાં આવ્યો અને તેને ફાંસીની સજા થઈ. જ્યારે આ બીચારો સિંગાપોરના કિલ્લામાં ફાંસીને લાકડે લટકવાની રાહ જોતો હતો, ત્યારે પેલાં વહાણો બંગાળના ઉપસાગરને કિનારે પહોંચવાનો વ્યર્થ પ્રયાસ કરતાં હતાં. એક વહાણ તો ઠેઠ આંદામાન સુધી આવ્યું હતું. પણ ઑસ્ટ્રેલિયન લડાયક વહાણ એચ. એમ. એસ. ક્રોમવેલે તેનો પીછો પકડ્યો અને ડુબાવી દીધું. બીજું વહાણ હેન્રીએટા, ફીલીપાઈન ટાપુઓ પાસે પકડાયું અને અંગ્રેજોએ બધાં હથિયારો કબજે કર્યાં.

મુખ્ય પ્રયત્ન આવી રીતે નિષ્ફળ નીવડ્યો. હવે સરકારે આ અનિષ્ટના મૂળનો જ નાશ કરવાનો પ્રયત્ન કરવા માંડ્યો. સિયામના રાજ્ય પર દબાણ કરવામાં આવ્યું. બાંગકોક કેંદ્રનો વ્યવસ્થાપક ભોળાનાથ આ પહેલાં જ સિયામ છોડી હિંદુસ્તાન આવ્યો હતો. અહીં તે પકડાયો. પૂના જેલમાં આપઘાત કરી તેણે પોતાના જીવનનો અંત આણ્યો. નરેંદ્ર ઉર્ફે માર્ટિન બટાનામાં હતો અને જાવાના નાના સરખા રાજ્ય ઉપર અંગ્રેજોએ

દબાણ કર્યું. ગરીબ બિચારા નરેંદ્રને નાસી છૂટયા વિના છૂટકો નહતો. એક નાના વહાણમાં તે અમેરિકા ચાલ્યો ગયો. અમેરિકાથી મેક્સિકો થઈને તે રશિયા પહોંચ્યો. ત્યાંની સોવિયેટ કાઉંસીલનો તે અગ્રગણ્ય સભાસદ હતો.

બિચારા રાસબિહારીને પણ શાંગહાઈ છોડવું પડયું. તે જાપાન ગયો અને એક જાપાની ઉમરાવની છોકરી સાથે લગ્ન કરી તેણે ત્યાં સંસાર માંડયો. જાપાનના રાજદરબારમાં તેની સારી સરખી લાગવગ છે અને તેથી અંગ્રેજ સરકાર તેને જાપાનમાંથી ઘસડી લાવીને ફાંસીએ લટકાવી શકતી નથી.

સિંગાપોરના કિલ્લામાં ફાંસીની રાહ જોતા અવનીની ખબર લઈએ. તેનો વિચાર આમ સહેલાઈથી મરણ પામવાનો નહતો. તે ચાલાકીથી વૉર્ડરની મદદથી કિલ્લામાંથી નાસી છૂટયો. કિનારે કિનારે ઘણા માઈલ સુધી ચાલ્યા કર્યું. આખરે તેને એક માછીનું વહાણ મળ્યું. એ લોકો તેને ઓળખી ન શકયા અને તેનું બોલવું સમજી પણ ન શકયા.

તેઓ તેને પાસેને...બંદરે લઈ ગયા કે જ્યાંથી તે સુમાત્રા ગયો અને ત્યાંથી બટાના ગયો. બટાના ડચ સંસ્થાન હોવા છતાં અંગ્રેજોએ તેને માટે ત્યાં રહેવું અશકય કરી મૂકયું. આથી તે એક યુરોપિયન ગૃહસ્થના નોકર તરીકે યુરોપ ગયો.અત્યારે તે પણ રશિયામાં જ છે અને એક રશિન બાઈને પરણ્યો છે. અમેરિકાએ જ્યારે જર્મનીના દુશ્મનને સાથ દીધો ત્યારે વિપ્લવની બધી આશાઓ ધૂળ મળી. સૅાનફ્રાંસિસકોના 'યુગાન્તર આશ્રમ'ની જડતી લેવામાં આવી. અમેરિકાની સરકારે ઈંગ્લંડના મિત્ર તરીકે 'ગદર પાર્ટી'ના માણસોને અંગ્રેજોએ ઠરાવ્યા મુજબની શિક્ષા કરી. આવી રીતે અમેરિકામાં કામ કરતી ગદર પાર્ટીને તોડી નાખવામાં અમેરિકાનો પણ ભાગ હતો.

# ઉપેન્દ્રના બે લેખો

## (૧)

## ધર્મરાજના પ્રશ્નો

પેલે દહાડે સાંજે આકાશ તરફ જોઉં છું તો આકાશમાં જાણે કાળાં વાદળાંઓની ભરતી ઊભરાય છે. ગગનચારી દેવતાઓ પોતપોતાના ઘરમાં ભરાઈને આગળા વાસીને બેઠા છે; એક આગિયો સરખો ય ફરકતો નથી. ચારે કોર બધું શાંત શમશમાકાર છે. મને લાગ્યું કે આજે દેવલોકમાં કંઈ એક કાવતરું ચાલી રહ્યું છે. આકાશના આ અંધકારમય રૂપ તરફ મોં વકાસીને જોઈ રહ્યો હતો, એવામાં પાણીનું એક મોટું ફોરું કોણ જાણે ક્યાંથી કૂદી આવીને મારે નાકે તિલક કરી ગયું. તે દિવસે સાંજ પહેલાં જ અફીણની સારી સરખી ગોળી ચઢાવી હતી. આવા ખરાબ વિનોદમાં ને વિનોદમાં રખેને નિશો ઊતરી જાય એ બીકે હું બારી બંધ કરી દેતો હતો એવામાં પહેલાં તો ટપટપ અને પછીથી ઝમ ઝમ કરતો વરસાદ શરૂ થયો.

એક તો હાથમાં કાંઈ કામકાજ નહિ, તેમાં વળી બ્રાહ્મણી પણ પિયર! એટલે ધર્મચર્ચાને માટે આ અવસર ઠીક છે

એમ વિચારી દીવો જરા સંકોરી મહાભારત ખોળા પાસે ખેંચી લઈ બેઠો.

પુસ્તક ખોલીને જોઉં છું તો વનપર્વની મધ્યમાં મહારાજ યુધિષ્ઠિર ભારે વિપદમાં આવી પડ્યા છે. ધર્મરાજ યક્ષરૂપ ધારણ કરીને પ્રશ્ન ઉપર પ્રશ્ન પૂછીને બીચારાને અકળાવી રહ્યા છે. યુધિષ્ઠિરની ત્યારે તરસથી છાતી ફાટી જતી હતી, શાસ્ત્રચર્ચા કરવા જેવી મનઃસ્થિતિ તેમની લગારે ય નહોતી: પણ કરે શું! સરોવરને કિનારે જે જોયું તેથી તો તેમની આંખો જ ફાટી ગઈ! જે વૃકોદરનાં ગર્જનથી પહાડ કંપી ઊઠતા તેના મોંમાંથી જરા હૂંકાર પણ નીકળતો નથી; તેઓ તો પોતાની ભારે ભારે મૂછ ઉપર કાદવ લપેડીને સરોવરને કાંઠે મોં ચઢાવીને પડ્યા હતા. સવ્યસાચી અર્જુનના હાથમાંથી ગાંડીવ એકદમ છટકી ગયું હતું. તુણભ્રષ્ટ પાશુપત અસ્ત્ર ઉપર એક મોટો દેડકો પૂર આરામથી બેસીને આંખો મીંચી સંગીત આલાપી રહ્યો હતો. નકુલ સહદેવનાં ખાસાં ખીલતાં ફૂલ જેવાં મોં બિલકુલ કરમાઈ ગયાં હતાં. યુધિષ્ઠિરના પ્રાણ ભ્રાતૃસ્નેહથી રોઈ ઊઠ્યા! ધર્મરાજની પરીક્ષામાં નાપાસ થઈ ગયા એટલે શું આવા શૂરવીર જેવા ભાઈઓને જીવથી મારી નાખવા!

સહાનુભૂતિથી ફુલાઈને મારાં હૃદયે ફોંસ કરીને જેવો એક દીર્ઘ નિશ્વાસ મેલ્યો કે તરત જ દીવો પણ હોલવાઈ ગયો. શૂન્ય શૈયામાં સૂવા જવાને પણ મન લોભાય એમ નહોતું; વળી મન પણ ધર્મરાજાના અન્યાયથી જરા ખાટું થઈ ગયું હતું, એટલે ચૂપચાપ ત્યાં જ બેસી રહ્યો.

એકાએક મને થયું કે મારી પીઠ ઉપર જાણે ફડાક કરતીકને ચાબૂક પડી, અને કોઈ જાણે ચોટલી પકડી તાણી

તાણીને મારા શરીરમાંથી મારા પ્રાણને બહાર કાઢવાનો પ્રયત્ન કરે છે! હું બૂમ પાડવા ગયો, પણ મોંમાંથી કશો અવાજ જ નીકળ્યો નહિ. મારું તો ભયથી શરીર ઠંડુંગાર બની ગયું. હું તો મનમાં ને મનમાં વિચાર કરું,—"આ વળી કોને પલ્લે પડયો?" એવામાં અવાજ આવ્યો,—"ગભરાઈશ નહિ, ગભરાઈશ નહિ, તું મારો જ વિચાર કરતો હતો એટલે જરા તારી સાથે મુલાકાત કરવા આવ્યો છું. તું યુધિષ્ઠિરના ભાઈઓની ચિંતા કરી કરીને હેરાન થતો હતો પણ મેં તો એ પ્રશ્નો ઘણાયને પૂછયા છે અને જેઓ સાચો ઉત્તર દઈ શકયા નથી તેઓની બધાની જ સરખી દશા થઈ છે."

ત્યારે મને ભાન આવ્યું, હું સમજ્યો કે આ જ ત્યારે તો ધર્મરાજ. જરા હિમ્મત લાવીને મેં પૂછયું,—"પણ ધર્મ-રાજ, શાસ્ત્રમાં તો એ વાત લખી નથી." ધર્મરાજ જરા હસીને બોલ્યા,—"લખી તો છે; પણ એ બધાં શાસ્ત્રો સંસ્કૃ-તમાં લખેલાં નથી એટલે તમે લોકો માનતા નથી. હું સંસ્કૃત સિવાય બીજી ભાષા પણ જાણું છું એ વાતનો સ્વીકાર કરે તો શાસ્ત્રોનો વેપાર કરનારાઓનો ધંધો બંધ પડી જાય ને! વળી તે સિવાય બીજી એક વાત એમ છે કે હું બહુરૂપી છું, એટલે લોકો મને હમેશાં ઓળખી શકતા નથી."

"ઓહ! એમ કે? હું તો માનતો હતો કે આપ માત્ર આખલારૂપે બુઢ્ઢા શિવને ખેંચતા ફર્યા કરો છો, અને કોઈ વાર વળી બગરૂપ ધરીને તળાવને કાંઠે એક પગે ઊભા રહીને ધ્યાન ધરો છો."

ધર્મરાજ મારી ચોટલીને એક આચકો મારી બોલ્યા,— "આટલી બધી અક્કલ ન હોત તો તમે લોકો આમ જહા-

ામમાં શાના જાત! આ પેલે દહાડે શૂદ્ર રૂપ ધરીને મેં
ાશિયાના ઝારને એ પ્રશ્નો પૂછ્યા હતા એ તમે સમજી શક્યા
ાગતા નથી?"

મારું તો ભયથી મોઢું જ ફાટી ગયું. ધર્મરાજ ધરડે ઘડ-
ાણુ બોલ્શેવિક બની જઈને દેશેદેશમાં રક્તગંગા વહેવડાવતા
ારે છે એ વાતમાં મને બ્રાહ્મણના દીકરાને શી રીતે વિશ્વાસ
ાેસે, બોલો? પણ કંઈ પણ બોલવાની હિંમત ચાલી નહિ.
યારે પણ મારી ચોટલી તેમના હાથમાં હતી! પણ ધર્મરાજ
ાંતર્યામી ખરાને, એટલે ચટ દઈને મારા મનનો ભાવ સમજી
જઈને બોલ્યા,—"હું બોલ્શેવિક ફોલ્શેવિક કશું જ થયો નથી.
ાે તો મારું યુરોપમાં આ યુગનું રૂપ માત્ર છે. એવો પણ
ાદવસ આવશે જ્યારે બોલ્શેવિકોને પણ વળી એ જ પ્રશ્નો
ાૂછીશ."

ધર્મરાજનો કાર્યક્રમ હું બરાબર સમજી શક્યો નહિ. બોલ્શે-
ાવેકોના વિચારથી મારા પેટમાં તો ભારે ફાળ પડી હતી.
ાાંત, દાંત, સાત્ત્વિક ભારતમાં એ વળી શું? મેં સવિનય
ાનેવેદન કર્યું,—"મહારાજ, પરંતુ આપની પૂજામાં આટઆટલું
ાોહી રેડાયું એ શું સારું થયું?"

ધર્મરાજ મારી ચોટલીને બીજો એક જબરો આચકો
ામારી બોલ્યા,—"બાપુ, તમારા દેશનાં ભાત કેળાં ઉપર જ
ાજો મારે જીવવાનું હોત, તો તો ભગવાને મને અમર સરજ્યો
ાહોવા છતાં આજ ક્યારનું ય મારે મરીને ભૂત થઈ જવું પડયું
ાહોત. તમો મારાં બકરૂપને જ ઓળખો છો એટલે બધા
ાભગભગત બનીને મૂઠી ચોખા ઉપર ફૂલ ચઢાવીને જ કામ
ાપતાવવા માંગો છો. પણ હું મારું લેણું વ્યાજ સહિત લેવામાં

ચૂકું એમ નથી. તમને મરતાં બીક લાગે માટે મને થોડી જ મારતાં બીક લાગવાની હતી. ઇન્ફ્લુએન્ઝા, મેલેરિયા, કૉલેરા ઇત્યાદિથી મારું પોષણ થઈ રહે છે."

મને આનો બરાબર ઉત્તર શોધ્યો જડતો નહોતો, એટલે ધર્મરાજને જરા શ્લેષ કરીને કહ્યું,—"જી, હું ભૂલી ગયો હતો કે આપ દેવતાઓના ન્યાયાધીશ પણ છો અને જલ્લાદ પણ છો!"

પણ ધર્મરાજ કંઈ શરમાય એવી મૂર્તિ નથી. તેમણે અમ્લાન વદને કહ્યું,—"જો, એ વ્યવસ્થા કંઈ છેક જ ખરાબ છે એમ નથી. તમારા દેશમાં જજ સાહેબોને જ જો જલ્લાદનું કામ કરવું પડતું હોત તો આજ કરતાં તેઓ વધુ સારો ન્યાય તોળત."

Executive અથવા શાસનવિભાગ અને Judicial અથવા ન્યાયવિભાગના ગોટાળામાં ઊંડા ઊતરવામાં કાંઈ લાભ નથી એ જોઈને મેં વાત બદલી નાખી અને પૂછ્યું,— "પ્રભુપાદ! યુધિષ્ઠિર મહારાજની સાથે મુલાકાત થયા પછી અમારા દેશમાં ફરી આપ આવ્યા નહોતા?"

ધર્મરાજ બોલ્યા,—"જો, કૃષ્ણાવતારમાં ભગવાન જ્યારે ક્ષત્રિયકુળને તદ્દન નિર્મૂલ કરી ગયા ત્યારે બીજું તો શું પણ મારા મનમાં પણ જરા દુઃખ થયું હતું. કુરુકુળ અને યદુકુળ ગમે તેવાં પાજી હતાં તોપણ તમારી માફક આવાં નમાલાં નહોતાં. જરા ભાંગનો નિશો કરતાં પણ તે ભલે કરતાં તેમનાં લિવર બિવર એટલાં જલદી પાકી જતાં નહોતાં. આમ છતાં ભગવાને પોતાને જ હાથે જ્યારે તેમને માર્યા ત્યારે આપણાથી કાંઈ બોલાય એમ રહ્યું નહિ."

આમ કહીને ધર્મરાજે એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો. થોડી વાર શાંત રહી ફરી બોલ્યા,—"જો, ત્યારથી મનના પરિતાપને લીધે ઘણા દિવસ સુધી હું ભારતવર્ષમાં આવ્યો નહોતો. ત્યારપછી જ્યારે હું આવ્યો ત્યારે તો તે રામ પણ નહોતા અને તે અયોધ્યા પણ નહોતી. બધું ય બદલાઈ ગયું હતું. મહાનંદ નામનો એક ઘરડો મડાંખાઉ રાજા મગધના સિંહાસન ઉપર બેઠો બેઠો અજીર્ણ ખાઈને ઝોકાં ખાતો હતો અને રાજપ્રસાદસેવી બ્રાહ્મણો ખૂબ ચોટલી હલાવી હલાવીને યજ્ઞની ભસ્મમાં ઘી રેડતા હતા અને મહારાજની સ્તુતિ કરતા હતા. બધાની ચોટલી ખેંચી ખેંચીને મેં તપાસી—બધી પારકા બાલની બનાવટી ચોટલીઓ હતી! આંચકો મારતાં જ નીકળી આવી!! માત્ર એક જ ચોટલી ખેંચી જોતાં લાગ્યું કે ના, આનું નામ તે ચોટલી, એકદમ મગજમાંથી જ ન ઊગી નીકળી હોય! તે ચોટલીધારીને મેં પૂછ્યું,—"પંડિતજીનું નામ?" બ્રાહ્મણ મને પગથી માથા સુધી તીવ્ર દષ્ટિએ નિહાળીને બોલ્યા,—"કૌટિલ્ય." તેવી દૃષ્ટિ મેં ભારતવર્ષમાં બહુ જોઈ હોય એવું યાદ નથી. એનું નામ તે માણસ! નમસ્કાર કરીને મેં તેમને પૂછ્યું,—"કેમ, પંડિતજી, શા ખબર છે?"

કૌટિલ્યે કહ્યું,—"જેઓ ક્ષત્રિયત્વ ગુમાવીને પણ પોતાને ક્ષત્રિય તરીકે ઓળખાવે છે તેઓ જ આજકાલ ભારતના રાજા છે."

મેં કહ્યું,—"એમ, કેવું આશ્ચર્ય!"

કૌટિલ્ય ભારે ચાલાક. મને ઓળખી ગયા, અને બોલ્યા—"આશ્ચર્ય તે કેવું! જેમની ચારે કોર અગ્નિ સળગી ઊઠયો

છે, સિંહાસન જેમનાં ડોલી રહ્યાં છે, તેઓ પણ માને છે કે અનંતકાળ સુધી રાજ કરીશું!"

મેં પૂછ્યું,—"ત્યારે આ રાજ્યમાં સુખી કોણ?"

કૌટિલ્યે જરા હસીને જવાબ દીધો,—"જેઓ પારકાના અનુગ્રહ ઉપર આધાર રાખ્યા વિના પોતાને હાથે જ નિપજાવી શકે તેઓ જ સુખી."

પછી મેં છેલ્લો પ્રશ્ન પૂછ્યો,—"તેનો માર્ગ શો?"

કૌટિલ્ય પણ જરા વિચારમાં પડી ગયા. આખરે બોલ્યા,—"જુઓ, મેં બહુ વિચાર કરી જોયો છે. નાનાં નાનાં રાજારજવાડાઓથી એ કામ થવાનું નથી. જેમનો શૂદ્ર કહીને રાજાઓએ ત્યાગ કર્યો છે, બ્રાહ્મણો જેમનો પડછાયો પણ સહી શકતા નથી, તે શૂદ્રોને જ હું રાજા બનાવીશ, ક્ષત્રિયોનાં સિંહાસન ઉપર બેસાડીશ. દેશનો ઉદ્ધાર કરવાનો એ જ એક માર્ગ છે."

તે દિવસે આ શબ્દો સાંભળીને દેવતાઓ પણ બોલી ઊઠ્યા હતા,—"ધન્ય, કૌટિલ્ય ધન્ય!"

કૌટિલ્યને આશીર્વાદ આપી પાછો ફર્યો. મેં જોયું કે ભારતવર્ષમાં તે વખતે પણ બ્રાહ્મણોની ખોટ નહોતી.

ત્યાર પછી લાંબે કાળે પાછો જ્યારે ચરણરજ દેવાને આવ્યો ત્યારે મેં જોયું તો ભારતના દરવાજા ઉપર દોઢ હાથ લાંબી દાઢીવાળો મહમ્મદ ઘોરી ડોકિયાં કરતો હતો. આ તરફ આવીને જોઉં છું તો રજપૂતો ખૂબ મોટી મોટી પાઘડીઓ બાંધી, કપાળે સિંદુરના ચાંલ્લા કરી, ધૂમ ધડાકા કરી કૂદાકૂદા કરતા ફરતા હતા. મેં ધાર્યું કે લડાઈની તૈયારી થતી

હશે. જયચંદ્રના રાજદરબારમાં જઈને મેં પૂછ્યું,—"કેમ મહારાજ, ખબર શી છે?"

જયચંદ્રે કહ્યું,—"મારી પુત્રીનો સ્વયંવર થવાનો છે."

મેં કહ્યું,—"સારું સારું, તો તો પછી આપના જેવો સુખી બીજો કોણ!?"

જયચંદ્ર બોલ્યો,—"જી હા, ખાસ કરીને પૃથ્વીરાજનું આવું અપમાન કરી શક્યો એથી જ હું સુખી છું."

"અપમાન કરવાનો ઉપાય શો?"

"પણે જુઓને, પૃથ્વીરાજની મૂર્તિ બનાવી દરવાજા આગળ દરવાન તરીકે ગોઠવી દીધી છે."

મને બરાબર સમજાયું કે ભારતનું આકાશ અંધકારથી છવાઈ રહ્યું છે. મને લોકો નિર્દય કહે છે, પરંતુ આ ભ્રાતૃદ્રોહનાં ભાવી પરિણામનો વિચાર કરતાં તે દિવસે મારી યે આંખમાં આંસુ આવ્યાં હતાં.

ધર્મરાજ અત્યાર સુધી એકકે સુરે બકયે જ જતા હતા. અહીં જરા પ્રસંગ મળતાં મેં પૂછ્યું,—"ચોથો પ્રશ્ન કાંઈ પૂછ્યો નહિ?"

ધર્મરાજ બોલ્યા,—"તે ક્યાં પૂછવો પડે એમ રહ્યું જ હતું? ભગવાન જેને મારે છે તેને કેવી રીતે આંધળો કરી મૂકે છે તે હું બરાબર સ્પષ્ટ રીતે જોઈ શક્યો. એના કરતાં વળી બીજું આશ્ચર્ય શું?"

"મોગલ બાદશાહોના વખતમાં કદી આવ્યા હતા કે?"

"એક વાર આવ્યો હતો. ઔરંગઝેબ ત્યારે બુઢ્ઢા બાપના મૃત્યુની કામના કરતો કરતો દક્ષિણથી ઉત્તર તરફ આગળ

વધતો હતો. 'હજરતજી'ની ધાર્મિકતા જોઈને જ હું સમજી ગયો કે મોગલ બાદશાહના તખ્તને ઊધઈ લાગી ચૂકી છે. તેમને પછી કોઈ પણ પ્રશ્ન પૂછવાની મને જરૂર જ લાગી નહિ. ત્યારે મોગલ દરબારમાં એક મરાઠા યુવકની વાત જરા સાંભળવામાં આવતી હતી. મને પણ થયું કે ભાઈસાહેબને એક વાર જોતો જાઉં. સહ્યાદ્રિની તળેટીમાં આવીને જોયું તો એક ઊંચા બાંધાનો, વીરનાં લક્ષણવાળો, ઊંચાં કપાળવાળો, ગૌરવર્ણ પુરુષ કલ્પનાને જોરે ભવિષ્યનું ભારત ઘડી રહ્યો હતો. અને મહાશક્તિ તેની મારફતે સમગ્ર મહારાષ્ટ્રને સંજીવિત કરી રહ્યાં હતાં. હું સમજી ગયો કે આ જ શિવાજી. ઘણે દિવસે એક સાચા પુરુષને જોઈ મને પણ આનંદ થયો. મેં આશીર્વાદ આપીને તેને મારા ચાર પ્રશ્નો પૂછ્યા. શિવાજીએ કહ્યું,—"મહારાજ, મુઠ્ઠીભર તુર્કોએ આવીને ભારતની ક્ષત્રિયશક્તિને પદાવનત કરી રાખીછે—એ ખબર. જેમને જોરે તુર્કો સિંહાસન ઉપર બેઠા છે તેઓને સ્વપ્ને પણ ખ્યાલ નથી કે સંઘબદ્ધ થાય તો તેઓ જ દેશના અધીશ્વર થઈ શકે—એના કરતાં વળી બીજું આશ્ચર્ય કયું? આ મોહ જે ભાંગી શકે તે જ સુખી. હું મહારાષ્ટ્રની શક્તિ જાગ્રત કરીને તેમને સમસ્ત ભારતના માલિક બનાવીશ—એ મારો માર્ગ.

આટલું કહીને ધર્મરાજ ઘણીવાર સુધી મૂંગા રહ્યા. આખરે મેં પૂછ્યું,—"શિવાજીની સાથે બીજી કશી વાત ન થઈ?"

ધર્મરાજે કહ્યું,—"નાઃ મને જે બીક હતી તે જ સાચી નીવડી."

"મોર્ગની વાત સાંભળતાં જ મારા મનમાં વહેમ પેઠો હતો કે મરાઠાનું રાજ્ય સ્થપાશે પણ ટકશે નહિ. મરાઠાની તલવાર વીજળીની માફક એકવાર બધાંની આંખને ઝાંખ લગાડી ફરી અંધકારમાં ડૂબી જશે. જોતો નથી, આજ સુધી સારા ભારત ઉપર પ્રભુતા કરવાનો લોભ મરાઠાઓના મનમાંથી ગયો નથી તે?"

"ત્યાર પછી આ દેશમાં આવ્યા નહિ હો?"

"ના. હમણાં યે આવત નહિ. પણ ચિત્રગુપ્તે ચોપડા તપાસી હિસાબ કરીને કહ્યું કે ભારતવર્ષના પ્રાયશ્ચિત્તના દિવસો પૂરા થવા આવ્યા છે એટલે જરા તમારી ખબર લેવા આવ્યો છું. વારું. તું જ મારા પ્રશ્નોના જવાબ આપ જોઉં. કહે જોઉં, હમણાં ખબર શી છે?"

ભયથી મારા તો હાથ પગ પેટમાં પેસી ગયા. મેં કહ્યું,—"માફ કરો, ધર્મરાજ; હું રાજા મહારાજા નથી; તેમ જ રિફોર્મ બિલના પ્રસાદથી હું પ્રધાન થઈ જાઉં એવી પણ કોઈ સંભાવના નથી. હું તો બિલકુલ ગરીબ બ્રાહ્મણ છું. આખરે આપની પરીક્ષામાં નાપાસ થઈ આ ઘરડેઘડપણ બ્રાહ્મણીને અનાથ કરું ત્યારે કે?"

ધર્મરાજ હસીને બોલ્યા,—"તમે લોકો તે કાંઈ જીવો છો તે તમને મારું?"

ત્યારે જરા હિંમત લાવી હું બોલ્યો–"હા, એ તો છે જ, અને તમો જ્યારે છોડવાના છો જ નહિ ત્યારે મારી વિદ્યા પણ સાંભળતા જાઓ. આ દેશની મુખ્ય ખબર એ છે કે મોટા મોટા લોકો કહે છે કે સભાઓમાં ઊભા રહીને સુંદર

અંગ્રેજીમાં ભાષણો કરવાથી જ અનાજના અને કાપડના ભાવ એકદમ ઊતરી જશે, છોકરાંના તલ્લીના રોગ મટી જશે, કાળા અને ગોરા એક બીજાને ગળે વળગી નાચશે, મેલેરિયા ઇન્ફ્લુએન્ઝા વગેરે આધિવ્યાધિ પણ દૂર થઈ જશેઃ ટૂંકમાં ભારતમાં સત્યયુગ આવશે."

ધર્મરાજ ખૂબ ખુશ થઈને બોલ્યા,—"શાબાશ, શાબાશ! હવે બીજા પ્રશ્નનો ઉત્તર આપ-સુખી કોણ?"

મેં કહ્યું,—"મહારાજ, એનો જવાબ બહુ સહેલો છે. આ દેશમાં સુખી માત્ર મારવાડી અને મોડરેટ."

ત્યારે ત્રીજો પ્રશ્ન આવ્યો,—"આશ્ચર્ય શું?"

"અમો આવી અક્કલે પણ હજી જીવીએ છીએ એ જ મને તો સૌથી મોટું આશ્ચર્ય લાગે છે."

ધર્મરાજે સંપૂર્ણ સંમતિ દર્શાવી માથું હલાવી પૂછ્યું,–વારુ, હવે માર્ગ શો?"

હું ધર્મરાજને પગે બાઝી પડી બોલ્યો,–" મહારાજ, એટલું મને માફ કરો. માર્ગ બતાવવા જતાં શુંનું શું બોલી જવાશે. હવે મારાથી આટલી ઉમ્મરે માર નહિ ખવાય. મારે તો રામ મારે તો ય મરવાનું છે, રાવણ મારે તો ય મરવાનું છે. જવાબ નહિ દઉં તો તમારે હાથે મરીશ અને જો જવાબ દઈશ તો કાલે જ મને—"

"હાઃ હાઃ હાઃ" કરીને વિરાટ હાસ્ય કરી ધર્મરાજે મારી ચોટલી છોડી દીધી. છોડી દેતાં જ ઠક કરતુંકને ટેબલ ઉપર મારું માથું ઠોકાયું.

* * *

"હાઃ હાઃ હાઃ"

જોઉં છું તો મારો છોકરો સામે ઊભો રહીને હા હા કરીને હસે છે.

"બાપા, અત્યારમાં જ બેઠા બેઠા ઊંઘો છો ? ખાવું નથી ?"

"ખાવાની વાત ક્યાં કરે છે ! ધર્મરાજ ચાલ્યા ગયા ?"

"તે વળી કોણ ?"

"આ અત્યાર સુધી મારી ચોટલી પકડીને બેઠા હતા તે—" કહીને ઊઠવા જાઉં છું તો માલમ પડ્યું કે ગૃહિણી જે દોરી ઉપર અંગૂછો ટાંગી મૂકતાં હતાં તે દોરી દિવાલ ઉપર ઝૂલતી હતી અને તેનો એક છેડો મારી ચોટલી સાથે ગૂંચવાઈ ગયો હતો.

---

(૨)

# મહાત્માજીનો ફાળો

ત્યારે મહાત્માજીનો કેસ ચાલતો હતો, એટલે સવારમાં ચાના પ્યાલાની આસપાસ વીંટળાઇને અમો બેચાર મિત્રો તુમુલ ચર્ચાયુદ્ધ માંડી બેઠા હતાઃ "રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં મહાત્માજીનો ખાસ ફાળો શો ?"

અમારા એક જુવાન મિત્રે કૉલેજ છોડીને હમણાં જ ઘરમાં રેંટિયો અને સાળ ગોઠવ્યાં હતાં. તેમણે અવજ્ઞાપૂર્વક કહ્યું, "તમો શા માટે આ વિષે લમણાઝીક કરો છો એ મને કાંઈ સમજાતું નથી. મહાત્માજીનો ખાસ ફાળો રેંટિયો છે, એમ તેમણે પોતાને મોઢે હજારો વાર કહ્યું છે. આટલી સહેલી વાત તો ગધેડો પણ સમજી જાય."

અમારા એક પુરાણા કૉંગ્રેસવાળા મિત્ર અત્યાર સુધી ગુપ-ચૂપ ચા પીતા હતા. તેઓ ચાનો પ્યાલો હેઠો મૂકીને બોલ્યા, "ગધેડો પણ જે વસ્તુ સમજી જાય તે ઘણી વાર માણસો નથી સમજતા. અત્યારે જો બંગાળમાં થોડી સ્વદેશી મિલો નીકળે તો બે જ દિવસમાં આ પદી ફોઈનો રેંટિયો પાછો

પદી કોઈના હાથમાં જઈ પડે અને જનોઈ કાંતતો થઈ જાય. મને તો લાગે છે કે તેમનું ખરું કામ તો કોંગ્રેસની પુનર્ઘટના જ છે. પહેલાં એ કેવળ વાર્ષિક માતૃશ્રાદ્ધ નિમિત્તે ભાષણો કરવાનો અખાડો હતો. પણ આજે તો તે સાચે જ કામનો અખાડો બની ગઈ છે. રેંટિયો કેટલા દિવસ ટકશે કોને ખબર છે? પણ આ કામ કદી ભૂંસાવાનું નથી."

અમારા જે મિત્ર ૧૯૦૬ની સાલમાં બરિસાલમાં લાઠીનો માર ખાઈને પુણ્યસંચય કરી આવ્યા હતા, તેઓ પીઠે હાથ ફેરવતા ફેરવતા બોલ્યા,—"કોંગ્રેસનું આવરદા કેટલું છે તે તો કોણ જાણે છે, પણ પોલીસની લાઠીનું આવરદા તેના કરતાં વધારે હોવાનો સંભવ છે. કોંગ્રેસ જે દિવસે સાચે જ કામનો અખાડો બનશે તે દિવસે સરકાર તેને ગેરકાયદેસર મંડળ (Unlawful association) જાહેર કરવામાં વાર નહિ લગાડે. ત્યાર પછી રેંટિયો ય નહિ રહે અને કોંગ્રેસે નહિ રહે. શું રહેશે એ જ મને તો સમજાતું નથી."

પહેલા મિત્ર જરા ઉશ્કેરાઈ જઈને બોલ્યા,—"કોંગ્રેસ મરવાની નથી; મહાત્માજીનો અહિંસાનો મંત્ર જ તેને જીવતી રાખશે. રેંટિયા કરતાં પણ મોટો એવો જો મહાત્માજીનો કોઈ ફાળો હોય તો તે આ અહિંસામંત્ર છે. એ મંત્ર તો આ દેશમાં નવો યુગ પ્રવર્તાવશે."

અમારા જે કુસ્તીબાજ પહેલવાન મિત્ર જમાલપુરમાં મંદિર ભાંગ્યું તે વખતે ખભે લાઠી લઈને મંદિરનું રક્ષણ કરવા દોડી ગયા હતા, તે બોલી ઊઠ્યા,—"આ તમે લોકો અહિંસા ફહિંસા કરો છો તે મને તો ગોટાળો ગોટાળો લાગે છે. બુદ્ધ દેવથી માંડીને ગૌર નિતાઈ (શ્રીકૃષ્ણ ચૈતન્ય) સુધી ઘણા જણ

એ વાત કહી ગયા, પણ તેથી દેશનું દુઃખ કંઈ ઓછું થયું હોય એમ લાગતું નથી. ગુજરાતના લોકો આજે પણ માણસનું લોહી ચુસાવી માંકડને પોષે છે, પણ તેથી કાંઈ આજે ગુજરાતમાં સત્યયુગ આવી ગયો નથી. મને જો પૂછો તો હું કહું કે હિંદુમુસલમાન વચ્ચે ઐક્ય કર્યું, એ જ મહાત્માજીનું ખરું કામ છે."

અમારા કોંગ્રેસવાળા મિત્ર બોલ્યા,–"હિંદુમુસલમાન ઐક્ય થયું છે એમ તો હું ત્યારે કહું કે જ્યારે ખિલાફત કમિટી કોંગ્રેસનું અંગ બની જાય. આજે જે સાધનોદ્વારા એ ઐક્ય સાધવામાં આવ્યું છે તે વિદેશી છે. મુસલમાનોનો જીવ ખિલાફત માટે જેટલો વ્યગ્ર બને છે, તેટલો દેશને માટે થતો હશે કે કેમ એ કંઈ સમજાતું નથી."

અમારા પહેલા મિત્ર તપીને બોલ્યા,–"તને તો બધી વાતમાં જ અવિશ્વાસ."

ચર્ચા ધીમે ધીમે મુક્કામુક્કી તરફ આગળ વધી રહી હતી, એવામાં અમારો નોકર ભજુઓ તે દિવસનું છાપું લઈને ઓરડામાં દાખલ થયો. છાપું ખોલીને જોઉં છું તો મોટા મોટા અક્ષરે લખેલું:

**મહાત્માજીને છ વરસની કેદ!!**

તરત જ ચર્ચા બંધ પડી ગઈ. અમારા પહેલવાન મિત્ર ચાનો બીજો પ્યાલો-ભરવા મંડી પડ્યા કોલેજિયન મિત્ર બોલ્યા,–"અરે! છ...વ...ર...સ.!" કોંગ્રેસવાળા મિત્ર બોલ્યા,–"આજે સરઘસ કાઢ્યું હોય તો!"

મેં ભજુઆ તરફ જોયું. તેના મોંમાંથી શબ્દો સરતા નહોતા. આંખો આંસુથી છલકાતી હતી.

મેં પૂછ્યું,-"કેમ રે અલ્યા, તું શાનો રડે છે? ગાંધી મહારાજને સજા થઈ તેમાં તારે શું?"

ભજુઓ આંખ લૂછતો લૂછતો બોલ્યો,—"બાબુજી, એવું બોલશો નહિ એ તો અમારા પોતીકા માણસ."

છાપામાં જોઉં છું તો મહાત્માજીએ ન્યાયાધીશને કહ્યું હતું,—I am a farmer and a weaver by profession. હું ધંધે ખેડૂત અને વણકર છું."

તેઓ બેરિસ્ટર નહિ, દેશના નેતા નહિ, સમાજ ઉદ્ધારક તો શું પણ ઉચ્ચ કોટિના શિક્ષિત સજ્જન પણ નહિ. તેઓ તો ખેડૂત અને વણકર.

ખૂબ પ્રાચીન સમયનું એક વચન યાદ આવ્યું: "No man spoke like this man." આના જેવું તો કોઈએ કહ્યું નહોતું. દેશની ભોમકા સાથે આટલું પરિપૂર્ણ ઐક્ય તો કોઈએ સાધ્યું નહોતું.

અમારો ભજુઓ જાતનો ભોઈ છે; તેના આંસુનો ઈતિહાસ હવે મને સમજાયો. મને સમજાયુ કે રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં મહાત્માજીનો સર્વશ્રેષ્ટ ફાળો શો.

મિત્રોને મેં કહ્યું,—"શિક્ષિત સજ્જનો જો કદી અંતરના આકર્ષણથી હલકા ગણાતા લોકો સાથે ફરીવાર ઐક્ય અનુભવતા થઈ જશે, તો જ આ દેશનો ઉદ્ધાર થવાનો છે—ત્યાર પહેલાં નહિ.

---